# ગોળવાલા ટયુશન કલાસ.

[ સ્થાપના ૧૯૧૦. ]

કોટ, બુંઆખાના સામે.

મેત્રીક કલાસ, સ્પેશ્યલ ઈંગ્લીશ કલાસ, જુદા જુદા સ્ટેંન્ડર્ડના પ્રાઇવેટ ટયુશન કલાસ, મ્યુઝીક કલાસ, નાઇટ કલાસ, બીઝનેસ ઈંગ્લીશ વગેરે માટે "ગોળવાલા કલાસો" એક ઘરઘતુ નામ થઇ પડયું છે, માત્ર નીચલી થોડી સર્ટીફીકેટો નમુનેદાર સંગીન શિક્ષણનો અચુક પુરાવો રજુ કરે છે.

**પારસી કોમનાં માનવંત અકાબર સાહેબ સર હોરમસજી કાવસજી દીનશાહ, નાઈટ, લખે છે કે:**—"તમારો કલાસ ઘણું ઉપયોગી કામ બજાવે છે, અને તે માટે મારી મુબારકબાદી કબુલ રાખશો. હાલમાં પારસી છોકરાઓને જે અગતની ચીજ છે તે સારા દસ્તકની છે, અને તમારા કલાસમાં એવું પણ એક ખાતું હશે કે જ્યાં પારસી છોકરાંઓના દસ્તક ઉપર ધ્યાન આપવામાં આવે. તમારા સાહાસને દરેક ફતેહ ઇચ્છું છું.

**મુંબઈના આર્ચબીશપ અને સેંટ ઝેવીયરસ કોલેજના માજી પ્રીન્સીપલ મોસ્ટ રેવરંડ ડૉ૦ એ. ગુડીઅર લખે છે કે:**—"વીદયારથીઓ પોતાનું કામ જે ઉતસાહથી કરતા જણાયા છે તેજ અત્રે અપાતાં સંગીન શિક્ષણનો અચુક પુરાવો છે. હયાં ઘણાં ઉંચા પ્રકારનું શાક્ષણ આપવામાં આવે છે. અને દરેક વીદયારથી તરફ ખાસ છુટું ધ્યાન અપાય છે."

**મુંબઇના સ્મોલ કોઝ કોરટના નામદાર વડા જજ મી૦ કે. એમ. ઝવેરી કહે છે કે:**—"આ ખાતાંના મેત્રીકનાં જે પરીણામો આવે છે, અને હાલમાં જે આબાદીને તબકકે ચઢે છે, તે બદલ તેના પ્રીન્સીપલ મી૦ ગોળવાલાને જેટલી મુબારકબાદી આપીએ તેટલી ઓછી છે."

**મુંબઇની એલ્ફીનસ્ટન કોલેજના ઇંગ્લીશ લીટરેચરના પ્રોફેસર નગરકર લખે છે કે:**—"દરેક છોકરાઓએ માહારા સવાલના જવાબો ઘણી ચાલાકીથી આપ્યા. હું જાહેર આલમને આ વર્ગોનો લાભ લેવાને અંતઃકરણપુર્વક ભલામણ કરૂં છું, અને મી૦ ગોળવાલાને દરેક ફતેહ ઇચ્છું છું.

**ટાઈમ**—સવારનાં આઠ વાગતાથી રાતના સાડા આઠ વાગતા સુધીમાં કોઇબી.

## હવે મુઝાંશો નહિ!!

**આંટરોડ, ગોવાલીઆ તળાવ, તારદેવ, ગીરગાંવ, વીગેરે દુર મોહલ્લા,**

એમાં રહેતા અમારા ગ્રાહકોને અમારે ત્યાં દવા લેવા આવતાં વખતનો વિશેષ ભોગ આપવો પડતો હોવાથી અમોએ ગ્રાહકોની ખાસ સગવડ ખાતર અમારી-દરેક અકસીર દવાઓ

**|મેસર્સ પેરી એન્ડ કું. ગ્રાંટ રોડ, પન્નાલાલ ટેરેસ|**

ઉપર જણાવેલ કુંપનીમાંથી અમારા છાપેલા ભાવે મલી શકે તેવી ગોઠવણુ કરી છે. માટે ગ્રાહકોએ અમારી દવાઓ તે કુંપનીમાંથી પણ ખરીદ કરવા ચુકવું નહી.

## ગુમાવેલ મરદાઇ તરતજ પાછી મેળવી આપનાર.

### |અનંગ પ્રભાયાકુતી|

ઘણીજ કીંમતી વનસ્પતિઓ નાખી બનાવવામાં આવતી આ દીવ્ય યાકુતી દરેક નસોમાં તાકાત આપે છે. શરીરની તથા મગજની દરેક નબળાઇ દુર કરે છે. જ્ઞાન તંતુઓને પોષણ આપી સ્મરણ શકિત વધારે છે. વિર્યવિકારથી ઉત્પન્ન થતાં દરેક દરદો નાબુદ કરી લોહી તથા વિર્યમાં જોઇતો વધારો કરે છે. તથા અકાળે આવેલ વૃદ્ધાવસ્થાને દુર કરી જુવાની બક્ષે છે. કીંમત ગોળી ૩૦ ની શીશી ૧ નાં રૂ. ૧૦) દશ.

### કંદર્પ સંજીવન તેલ.|

પુરૂષનાં ગુહ્ય ભાગની દરેક ખામીઓ આ ચમત્કારીક તેલ લગાવવાથી તરતજ દુર થઇ તેમાં ખરી અને કાયમની શકિત પ્રાપ્ત થાય છે, અને નીરાશ થયેલા મનુષ્યો પણ સંસાર શુખ ભોગવવા ભાગ્યશાલી બને છે, કીં. તોલા ૧ ની શીશી ૧ નાં રૂ, ૧૦) દશ,

### |રમણવિલાસીની વટ્કા.|

સ્તભંન કરનાર અકસીર દવા આ દવામાં નામ તેવાજ ગુણ છે. એક વખત વાપરી ખાત્રી કરવા ખાસ ભલામણ છે, કીં. ડબી ૧ નો રૂ, ૧) એક,

**દરેક દવાની સંપુર્ણ માહીતી માટે વધવીધા પુસ્તક મફત મંગાવી વાંચો.**

## રાજવૈદ્ય:-નારાયણજી કેશવજી મદનમંજરી ફાર્મસી.

બ્રાંચ:—૩૯૩ કાલબાદેવી-રોડ ભાટીઆ મહાજનવાડી સામે મુંબઇ નં. ૨.

**લોકલ એજન્ટઃ-પેરી એન્ડ કંપની ગ્રાન્ટરોડ**
**પન્નાલાલ ટેરેસ.**

[ १९२७ नी नवी नॉवेल. ]

# ચશમ ચોર

## યાને બાગમાં નાગ.

**એક મેહોમેહન ઓરીજીનલ વાર્તા ખાસ પડાવેલાં દસ સુંદર ચીત્રો!**

લખનાર—ગુલફામ તે જેહાંગીર નશરવાનજી પટેલ.

પ્રગટ કરનાર, જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

૨૨૦—૨૨૨, વોરા બજાર, કોટ,—મુંબઇ.

**કીંમત—રૂપ્યા ત્રણ.**

## ચશમ ચોર બાબે બે બોલ.

**વાંચનાર મહેરબાન,**

આએ મારી નવી નોવેલ "ચશમ ચોર—યાને—બાગમાં નાગ" તમારી ખીદમતમાં હું રજુ કરૂં છું, અને ઉમેદ બાધું છું કે તમો તથા તમો સમાન બીજા મેહરબાનો એને ઘટતો આશરો આપશો. એક લખનાર એક લેખ લખે અને પછી તેજ લખનાર પોતાના તે લેખની સીફારશ કરે તો તે કઢંગુ દેખાય; અને તેટલા માટે હું મારી આ વાર્તાની તારીફ કરવા કાજે કે તેને વખાણવા માટે આ વખાણ હું કરતો નથી પણ આ વાર્તા કયા પ્રકારની છે અને તેમાં મે મારી નાકેશ શકતીથી શું સમાવ્યું છે તેજ માત્ર દરશાવવાની મારી ધારણા છે.

આ વાર્તામાં એક બળવાન, જબરદસ્ત, દગાબાઝ લુંટારા સરદારના કુરપીણ કરતુકોનો ચીતાર આપવામાં આવ્યો છે, અને હંમેશાં બદમાશી તથા બદફેલીથી ફાવી ગયલા ઠગારાએ પોતાના વધુ લોભને આધીન થઇ

પોતાનું નખોદ કેમ વાળ્યું તે દેખાડનારી કથા રજુ કરવામાં આવી છે. વળી તે સાથેજ સાચચી અખંડ મહોબતની 'રોમેન્સ' નું વર્ણ આ વાર્તા મધે ગુંઠી લેવામાં આવ્યું છે. આ વાર્તામાં કાંઇક થોડાક ત્રેજીક બનાવોનો સમાવેશ મેં કર્યો છે, પણ મારી બનતી કોશેશથી મારી નબળી કાયનાતને આધારે કોમીક બનાવો અને દેખાવો તથા રમુજી ભાષાનો ઝાઝો ઉમેરો કરવાની મેં કાળજી રાખી છે.

આશક તરફ વફાદાર રહેલી ભલી માશુકની ફીદાગીરી, પીતા તરફ તાબેદાર રહેલી ઉચ બુન્યાદ અને અમીરી તોખમની સુલતાનઝાદીની યકીનદારીનો ચીતાર મેં આ વાર્તામાં આપ્યો છે. પોતાની માશુકને આફતથી બચાવવા અને પોતાના કર્તા માટે, અને પોતાના દેશને માટે જીવના જોખમે સેવા બજાવનારા જેવાં મર્દની હીંમત યુકતી અને બાહોશી વાર્તામાં વર્ણવવામાં આવી છે. તોફાની, રમુજી, મસ્તાન પણ સાચ્ચાં સંગીન એોરતવાર ઉમરના જવાનબાની પોતાના મીત્ર તરફની લાગણી અને ખાલેસ ખુબીવંતી ખાસ્યતથી મીત્રને મદદ આપવાની રીતીની હકીકત દરશાવવામાં આવી છે. અને તે સાથે વળી નેકીની થતી ફતેહ, બદી બદફેલીની હાર, ભલાઇની મોતેબરી, ભુંડાઇની તારાજી, સાચવતની સરસાઈ હીંમતનું ઇનામ, બહાદુરીનો બદલો વગેરે ખુદાઇ અસલ અખંડ નીયમોને અનુસરતી બાબતોને આ વાર્તામાં નીભાવવામાં આવી છે. મઝહબ ઉપર એોરતવાર યકીનદારી અને તે યકીનદારીની મોતેબરીની ખુબી દરશાવવાનો મેં યત્ન કર્યો છે.

જરાબી અભીમાન વના હું એવું કહેવાની રજા લઇશ કે આ વાર્તા વાંચવાથી, મહેરબાન વાંચનાર, તમારો વખત બરબાદ થયલો તમો ધારશો નહીં પણ હું તો એવી પણ વકી રાખું છું કે આ વાર્તા વાંચવા પછી ફરીને તે બીજીવાર વાંચવાનું અને બીજાઓને તે વાંચવાની ભલામણ કરવાનું તમોને મન થશે.

મેશરંસ જેહાંગીર બેજનજી કરાણીના છોકરાઓ બુકસેલર્સ એન્ડ પબલીશર્સને હસ્તક આ ચોપડી પ્રેગટ થઇ છે અને મને જોઇને અજાયબી ઉપજે છે કે હાલના મોંઘવારીનાં વખતમાં અને મજુરીના અતી ઉંચા દરના ઝમાનામાં આવી ૪૦૦ થી વધુ સફાની અને સુંદર ૧૦ ચીત્રો સહીતની ફાંકડી

બાંઇંડીંગવાળી ચોપડી ફકત ત્રણ રૂપ્યાની કીંમતે વેચવાનું એ ભાઇઓને કેમ પાળવ્યું હસે! મારી ખાતરી છે કે આ ચોપડી ખરીદનારને પણ એવુંજ લાગશે કે એની સાથે સરખાવતાં એની ઠરાવેલી રૂપ્યા ત્રણની કીંમતની ઘણી કીફાયત છે બલકે જોઇએ તે કરતાં ઘણી ઓછી છે.

છેવટે મારી આ ઓરીજીનલ નોવેલ, તમો સમક્ષ રજુ કરતા આશા રાખું છું કે એ વાંચીને તમો મજાહ લેશો; બીજાઓને વંચાવીને તેમને પણ મજાહ આપશો.

લી૦ સેવક તમારો,

(signature)

## મી૦ ગુલશનનાં હાલમાં મલતાં વાર્તાનાં પુસ્તકો

## દીલસોઝ દોસ્ત.

### સંખ્યાબંધ ચીત્રો સહીત એક રસીલી પારસી સંસારી વાર્તા.

એક ખરેખરો દીલસોઝ અને દરેક બાબતમાં પોતાના મિત્રોને મદદ આપનારો દોસ્ત કેવો હોવો જોઇએ તેનું અતી ખેંચાણકારક ચીત્ર આ વાર્તામાં દરશાવવામાં આવ્યું છે. ભોલા ભંભેરાયલા મીત્રને તેની ધણીઆણી સાથે સુખ ચમનમાં જીંદગી ગુજારવાની જોગવાઇ કરી આપનાર, પોતાના એક બીજા દોસ્તના જીગરની આશા પાર પાડનાર, એક ભલી છોકરીને માથેનો ખોટો કાળો કલંક સાફ કરનાર, અને અનેક કુટુંબ મધેની ગમખારી દુર કરી ખુશાલી દાખલ કરનાર દોસ્તોનું વર્ણન આ વાર્તામાં સમાવવામાં આવ્યું છે. જાતી ઉંચો ખવાસ અને ઉંચ બુનીઆદની ખુબી કેવી પ્રગટી નીકળે છે અને બુરી દયાનત તથા પાપી મકસદને આખરે કેવો ગેબી ફટકો પડે છે તેનો બહુજ અસરકારક ખ્યાલ આ વાર્તા ઉપજાવે છે.

કીંમત રૂપ્યા ત્રણ.

## જરની જંજાલ.

### નીર્દોષ પણ ઉછાછળી છોકરીએ કરેલા ઘોંટાળાની રમુજી રસીલી પારસી સંસારી વાર્તા.

જર (પઇસા) ની જંજાળ કેવી હોય છે તે તો સઉ કોઇ જાણે છે, અને તેવી પઇસાની જંજાળની આ કથામાં જર નામની છોકરી પોતાને માટે અને બીજાઓને માટે, પોતાના રમુજી ઘોટાંળાથી જંજાળ ઉભી કરે છે. એક ડીટેકટીવ સ્ટોરી તરીકે આ વાર્તાને ગણી શકાશે, પણ તેમ વળી તેમાં મહોબતનો રસીલો કીસ્સો, ઠગારી ટોળીની ઉલગબડીં, હલકી સ્ત્રીઓની પાપી ધારણા, નેક અને ભલી સ્ત્રીઓની સાચ્ચી લાગણી, ખોટાં તોહમતની બદનામી, ખરી બાબતોની ફતેહ અને હકતાલાના અદલ ઇનસાફથી સઉને મળતો લાયક બદલો વગેરે બનાવોનો બહુજ તારીફલાયક સમાવેશ આ વાર્તામાં થયનો છે.

કીંમત રૂપ્યા હડી

## નવલ નાણાવટી .

### બેહદ રમુજી પારસી સંસારી વાર્તા.

મી૦ ગુલફામની રમુજી કલમથી લખાયલી આ વાર્તા ભારોભાર રમુજી બનાવો અને દેખાવોથી ભરપુર બનેલી છે. એક બોબરો પારસી છબરડો કરે છે, એક બેહરી સ્ત્રી તરેહવાર આટો બાફે છે, એક કંજુસ કન્નાસ પારસી વ્રાતકી પણાંની હદ કુદાવે છે. એક ભોલો ભાલો ગામડયો પોતાની રમુજી ભાષા અને કેટલીક રહેણી કરણીથી સઉને ગમત ઉપજાવે છે. એક નીતીવાન જવાન પારસી છોકરી અસંખ્ય આફત અને જંજાલો વચ્ચે ઓસ્તવાર રહે છે અને એક ઉતમ બુનયાદ અને ભલી મનશની ધરાવનારો જવાનયો–દુખ અને સંકટ વચ્ચે જીંદગી શરૂ કરી આખરે ઉંચ હાલતમાં ખીલી નીકળે છે.

એટલુંજ કહેવું પુરતું થઇ પડશે કે મી૦ ગુલફામ પોતે કહે છે કે "મારી સઘળી સર્વથી રમુજી વાર્તાઓમાં નવલ નાણાવટી પણ એક સર્વથી રમુજી નોવેલ તરીકે હું ગણું છું."

કીંમત રૂપ્યા ત્રણ

## કાળો નાગ.

### લોભી લાલચુ દગાબાજોની યુકિત અને નેકીની આકેબત થતી ફતેહના પુરાવા આપતી મોટી પારસી સંસારી વાર્તા.

સંજોગ શાહદત અને દગારાઓની બાજીથી રચાયલી ગોઠવણને આધારે કોમ્રવાર નીદોષ અને ભલા માણસો કેમ નાહક બદનામ થાય છે અને કોમ્રવાર વળી નાહક સજા ભોગવી જીંદગીભરની કાળી તીલી મેળવે છે તે દેખાડનારા બનાવો આ રસીલી વાર્તામાં સમાયલા છે. સાચચી મોહોબત અને દગાઈભરી યુકિત વચે સંગીન લડત આ વાર્તામાં આવે છે, ૧૪ વરસનું નાહક કેદખાનું ભોગવી આવેલા ભલા નીરદોષ પારસીએ વેર લેવાના લીધેલા સખ્ત સોગંદ પછી મહોબતની લાગણીને આધીન થઈ પોતાની વળણુ એવી રીતે ફેરવી નાંખે છે કે આ વાર્તાને તેથી ઉત્તમ પ્રકારની ઝમક આવે છે.

કીંમત રૂપ્યા હુડી

# "કુંવારૂં—મંડળ"

## પારસી સંસારી
## નાટક.
(ત્રણ અંકી)

લખનાર- જહાંગીર

[illegible]

પબ્લીશર:

આ ચોપડીની પહેલી આવૃત્તિની ૧૫૦૦ નકલો છપાવી, પ્રસિદ્ધ કરી તે વેચવાના સર્વે હકો મેસર્સ. રૂસ્તમ મેડોરાની કુંપનીને સ્વાધીન છે.

પ્રીન્ટરો:
**એમ. દી. મેહતાની કું.**
૧૨, વાંકા મોહલ્લા, ચોરાબજાર મુંબઇ ૨.

**કીંમત રૂપીઓ એક**

તા૦, ૨૧ મી માર્ચ ૧૯૨૭ (જમશેદજી નવરોઝ.)

# મી૦ ગુલફામને હાથ રચાયલા નાટકો, સ્કીત્સ અને વાર્તાઓ.

**નાટકો અને સ્કીત્સ**—આંધરે બેહેરૂં; ચંડાળ ચોકડી; કાંટાનું કટેસર; ઓહાકી દોર; મસ્તાન મનીજેહ; જેનટલમેન લોફર; કડકા બાજુસ; ધણી-આણીનો ધાક; પાતાલપાણી; મધરાતનો પરોણો; બુઢા બુખખ; ધસેલો ધાંખરો; ટોપસીટવીં; ફાંકડો ફીતુરી; ભમનો ભુત; ચટાપટી; બેહેન કે બલા!; હાંડા માસ્તર; ઓ-મારો-માટી!; ચાનજી ચકકર; ઘરનો ગવરનર; ધનધન ધોરી; સુખલો-જામાસ; કુવારૂં-મંડળ; વગેરે.

**વાર્તા**—સોનારનો ગઢ; દુબાસનો વારસ; રંગેલું લાછગુ; શાપુરનું કીસમત; ઉનાડ (પાપીનુ પગલું); પાંડુરંગ હરી; સરોવરની સુંદરી; મેહલુજી અને સુના વહુ; ઓ ધન તું કયાં છે!; દીલસોઝ દોસ્ત; નવલ નાણાવટી; કાળો નાગ; એક ઝેરનો કટોરો; જરાના જંગલ; કજ્યાનું કાલબુદ; મહોબતી બાઝાર; ગુલદસ્તે રમુજ; બાનુ યાને સજીવન થયલો આશક; જબરદસ્તીના લગન; ગાંડા પટેલ; એ કહાણુજી કોણ! મોટે ઘરના બાઇ સાહેબ; ઉઠાઉગીર; હાીદા; તકદીરનો તેર; આલી માસીના ઓચર્યાં; પ્રતાપી લક્ષમી પ્રતાપ; સુરજ પુજનારી પ્રજા; જેક ત્રેવરસ; ખુદાએ બનાવી જોડી; ખેણકોટક; ખંડેરાવ ગાયકવાડ; તફરમચી તગડી; મુર્તાના આંખનો હીરો; માશુકનો ઇશારો; રજપુતાણી લક્ષમી; તલેસમાતી વીંટી; જગધર પુજારી; લવજી લફંગે; હૈદરાબાદનો હજામ; મારી બચગીના દહાડા; નરગીસ; હરીફનું કાવતરૂં; રાજ માનીની સેવા; ઘેલો ગણેશ; પવીત્ર તાવીઝ; દરયાની દાકણ; હકદારનો હક અને જુલમી જાફર; ફીતુરી દીલાવર, જફાકાર; નરગીસ; સ્વપણાની તાસીર; ચશમચેર; વગેરે.

ઉપલી ટીપ મધે જણાવેલા મી૦ ગુલફામને હાથ લખાયલા નાટકો અને સ્કીત્સ મધેના કેટલાક નાટકો અને સ્કીત્સ અને કેટલીક વાર્તાઓના પુસ્તકો અત્યાર સુધીમાં બાહેર પડયાં છે, અને એકંદર લેતાં આએ મી૦ ગુલફામનું

## ૩૬ મું પુસ્તક

### આજે બહાર પડયું છે.

** મી૦ ગુલફામને હાથ, ખુદ "ગુલફામ"ના તખલ્લુસ અને બીજા અનેક તખલ્લુસ હેઠળ, લખાયલી અસંખ્ય ટુંકી વાર્તાઓ, સ્કેચ, કવીતા, ટુચકા, વગેરેનો સમાવેશ ઉપલી ટીપમાં કરી શકાય તેમ નથી.

# એક વધુ કોશેશ.



ખુદાઇ નીયમને આધારે સરજતના સંજોગો બને છે અને તેજ મુજબ મારી સરજતને આધીન થવાની મને ફરજ પડે છે. ધારેલી ગણત્રી અને બાંધેલી અટકળ પુરેપુરી પાર પડવા જેવો બનાવ તો કોઇજવાર બનતો હશે જ્યારે ગયા જમશેદી નવરોઝપર મારો "ધન ધન ધોરી" નાટક ઓરીઅંટ એમેચ્યુઅરોએ બાહેર પાડયો હતો અને સ્તેજ કર્યો હતો, ત્યારે મેં એમ નહીં ધાર્યું હતું કે ફરીને થોડાજ વખતમાં મારો એક બીજો નાટક તમાશગીરોની ખીદમતમાં રજુ થશે, પણ સંજોગો અને બનાવો એવા બન્યા કે એતેફાકન ગયા પારસી નવાં વરસના નવરોજ પતેતી અને ખોરદાદ શાલને પ્રસંગે, ઓરીઅંટ એમેચ્યુઅરો તરફથી ભજવી બતાવવાને સારૂ નવો નાટક લખવાની મારી સરજત થઇ તે વેળા પણ મેં એમજ માન્યું હતું કે "સુખલો જામાસ" નાટક તઇયાર કરવા પછી મારી કલમડીને થોડાક વખતની આસાયશ મલશે.

વખત વહેતો ગયો, સંજોગ બદલાતા ગયા, ધારેલી ગણત્રીમાં ફેરફાર થતા ગયા, વીચાર ઉલતાઇ ગયા અને અતકલો ઉડી ગઈ. ફરીને મારા માનીતા વહાલા એમેચ્યુઅર બેરાદરોની સેવા બજાવવાનું મને આમંત્રણ થયું, અને ફરીને મને નવું ગાડું ઉડાવવાની ફરજ પડી ને આએ એક વધુ કોશેશ કરધી છે અને દીલમાં ઉમેદ બાંધી છે, કે નાટક જોનારી શોખીન આલમની નઝરમાં મારી આ કોશેશ પણ પસંદગી પામવાને ભાગ્યશાળી થશે.

આવી રીતે ઉપરા સાપરી ત્રણ નાટકો તઇયાર કરવાનું મારાં તકદીરમાં આવ્યું છે, અને ખુદા માલુમ ભવીષમાં શું હશે? ભવીષમાં કોઇ જોઇ શકયું નથી, કોઇ જોઇ શકવાનું નથી, તો પછી હું, નાચીઝ માણસ, તે જોવાનો અને તે ઉપરથી ગણત્રી કરી વીચાર બાંધવાનો

દાવો કેમ કરી શકું? એટલું તો મારે બેહદ આભારી જીગર સાથ કબુલ કરવું જોઇયે કે મારા નાટકો જોનારી શોખીન આલમે મને હમેશાં ઉતેજન આપ્યું છે, અને મારી કદર બુજવાની મહેરબાની કીધી છે જેથી ફરીને તેમની ખીદમતમાં હાજર થવાની મને ઉલત થતી રહી છે, અને તેનેજ સબબે આએ મારી નવી કોશેશ તેમની સમક્ષ હું રજુ કરવાની રજા લઉં છું.

જમશેદી નવરોઝ, પતેતી, ખોરદાદશાલ અને એવાજ બીજા ખુશબખતીના ખુશખુશાલ ગુજારવાના પ્રસંગોએ કાંઇક મોજ આપનારૂં અને જીવને બેહલાવનારૂં સાંધન હોવું જોઇએ, એવો વીચાર સ્વીકારવાને કોઇબી માણુસ આનાકાની કરશે નહીં. તેવા પ્રસંગે ખુબ ગમત સઉને લાગે એજ મારી નેમ હતી અને છે, અને તેથીજ મેં તેવા પ્રસંગોને માટે મારી આગળી અને હાલની કોમીડી તઇયાર કીધી છે. એવી મારી નેમને, મેં જોયું છે કે ચોમેરથી ટેકો મળ્યો છે, અને તેવી મારી કોશેશથી મને પોતાને સંતોષ ઉપજ્યો છે.

આગળા મારા નાટકોની માફક મારા માનીતા બેરાદરો દીનશાહ તાતા અને નવલ માદનની આગેવાની હેઠળના ઓરીએન્ટ એમેચુઅર મંડળના હસ્તકમાં આ નાટક પણ મેં સોંપ્યો છે, અને ભાઈ દીનશાહ તાતા અને ભાઇ નવલ માદને તથા તેમને મદદ આપનારા એમેચુઅર બેરાદરોએ હમણા સુધીમાં જે કારકીરદી ગુજારી છે તે જોતાં હું ખાત રીથી માનું છું, કે આ નાટકને પણ તેઓ સંપુર્ણ રીતે ઇન્સાફ આપશે, પોતાની કીર્તીમાં વધારો કરશે, પોતાની લાયકાતની વધુ સાબેતી આપશે અને ખાસો આમની નજરમાં તેઓ વધારે લોકપ્રીય થઇ પડશે.

આ નાટક મેં મારા દીલસોજ પુરાના દોસ્ત ભાઇ નવલ મ. માદનને અરપણ કર્યો છે. ડાહેકાવોની દોસ્તી અમારા વચ્ચે નીભી રહેલી છે, જે અરસામાં અનેક પ્રકારની અરસ પરસ પ્રીતી અને વ્હાલ જાહેર કરનારા એવા ખાનગી, સંસારી અને વહેવારૂ બનાવો બન્યા છે કે તે સઘળાની પ્યાર યાદમાં આ ચોપડી એ ભાઇને અર્પણ કરવામાં મેં ગોયા એક રીતની મોજ અને મજાહ માની લીધી છે. અત્યારે મારે ખુલાસા વાર જણાવવું જોઇશે

કે ભાઇ નવલ માદન એક અચ્છા એકટર છે, એક સારા ડીરેકટર છે, તેમ વળી ગાયણોની બાંધણી રચવામાં એક નમુનાદાર હુન્નરમંદ છે. જેમ એ ભાઇએ મારી સાથની અતી લાંબા વખતની મીત્રાચારી સાબુત સંગીતમાળા ઉપર નીભાવી છે, અને જેમ એ ભાઇએ પોતાના ભાગીદાર ભાઈ દીનશાહ તાતાને સંપુર્ણ સંતોષ આપ્યો છે અને જેમ પોતાના ગોઠયા એમેચુઅરોની પ્રીતી મેળવી છે, તેમ એ ભાઇએ ગાયણોની બાબતમાં પણ ફતેહમંદ કારસાઈ કીધી છે. "કડકાબાલુસ," "બેહેન કે બલા?" "ધનધનધારી," "સુખલો જામાસ" નાટકોના મોટે ભાગના ગાયણોની સઘળી કારસાજી એ ભાઇને હસ્તક રહી હતી, અને એ ભાઇએજ તેની બાંધણી રચી હતી, જે ગાયણો કેવાં લોકપ્રીય થઇ પડયાં છે તે કહેવાની જરૂર નથી; તે તો તમાશબીન આલમ અત્યાર અગાઉની જાણી ચુકી છે, આ નાટકના મોટે ભાગના ગાયણોની બાંધણી પણ એજ ભાઇની ચંચળ મનશકિતનું પરીણામ છે.

આ નાટક શોખીન તમાશબીનોની ખીદમતમાં રજુ કરતાં એવીજ દુવા ગુજારૂં છું કે મારા નાટકોને જેવો આશરો આજ લગન મળતો રહયો છે તેવોજ આશરો આ નાટક ખેળવવાને ભાગ્યશાળી થાય, એમેચુઅર બેરાદરોને જશ મળે, તેમની મહેનતનો તેમને બદલો મળે, અને નાટક જોનારી પ્રજાને આનંદ ઉપજે—આમીન!

[signature]

# અમારા બે બોલ.



પરવરદેગારના હજારો હજાર સુકરાના, કે આજે અમારૂં આ "ઓરીયંટ એમેચ્યુઅર્સ" મંડળ ફક્ત દોઢ વરસની સ્થાપના છતાં આ છઠો નવો ખેલ "કુંવારૂં મંડળ" બહાર પાડવાને શકિતવાન થયું છે.

અને, તમાશબીન ડીયર, તે અમારી તરફનાં તમારાં ઉતેજણનુંજ પરીણામ છે. તમારાં ચાલુ ઉતેજણથી અમારી ઉલ્લત ચાલુ રહી છે. આગળ એમેચ્યુઅર નાટકોના નામની જે બધાંને સુગ હતી તે અમારા બાહોશ એમેચ્યુઅરોના એક કંપનીના એકટરોને બાજુએ બેસાડે એવાં કામથી ભાંગી શકયા છીએ એ અમારો સંતોશ છે.

મી૦ ગુલફામે એક વરસમાં આ ત્રીજો ખેલ લખ્યો છે. છેલ્લા "સુખલા-જામાસ" ખેલ માટે એ અમારા બાહોશ બેરાદરે જણાવ્યું કે તે એમનો છેલ્લોજ ખેલ છે. હવે લખીશ નહીં; પણ નારે! અમે કંઈ એવણને જંપીને બેસવા દઇએ ત્યારે કે? આ 'જમશેદી નવરોઝ,' 'પર અમે અમારા જુના ખેલોમાંનો એક ખાસ કરીને "ધન-ધન-ધોરી' જે એક વરસ થયું બંધ છે, અને તેની ચાલુ માંગણી થાય છે, તે નાંખતે તો આજનાજ જેવું હાઉસ મેળવતે, એવી અમારી ખાતરી હતી, પણ અમને નવુંજ કરવાની હોંસ હતી, જેથી મી૦ ગુલફામને અમે વીનવીને સમજાવી શકયા ને તેનું પરીણામ આજે બહાર પાડી તમારી પરીક્ષા માટે ઉભા છીએ અને તમારા વાજબી અભીપ્રાયના આરજુવાર છીએ.

એક વરસમાં ત્રણ ખેલ લખવા એ કંઇ બચ્ચે બાળેકાખેલ નથીજ. જુદીજ ઢબના ખેલ લખવાને તેમાં જુદીજ રીતનું લખાન કરવું એ કંઇ નાની સુની વાત નથી, છતાં મી. ગુલફામ તેમ લખી શકયા છે તે માટે મને ધન્યવાદ ઘતે છે.

આ ખેલ આખો કોમીક છે. ડગલે ને પગલે બધાંને ચીકાર હસા-

વવાં એજ મી. ગુલફામની નેમ છે. અમને કેટલાકો કહે છે કે તમે હવે કંઈ ત્રેજીક નાટકો કાંય બહાર પાડતા નથી. પણ સારા સપરમા દિવસો પર ત્રેજીક કરીને લોકોને રડાવી દુ:ખી કરવાં? ખુદા ખેર કરે! જીંદગીમાં રડવાનું તો હમેશાં છેજ. દરેક માણસ કોઇબી રીતે ગમખાર તો હોય છેજ. એક ઉર્દુ લેખક કહી ગયો છે કે:—

ગમ હય સબમે હમમે ગમ કુચ્છ કમ નહી
જીસ્કે દીલમે ગમ નહી, વો ઓલાદે આદમ નહી

તેમ ગમગીન બનવાની તક તો જીંદગીમાં ડગલે ને પગલે મળે છે પણ ખરી રમુજથી ચીકાર હસીને થોડો વખત દુન્યાનું બહેસ્ત મેળવવાની તક કવચીતજ મળે છે. તે તક જે હાથે કરીને જતી મુકે તે માણસ ખરેજ કમનસીબ ગણાય.

ગાયન એ ખેલની આંખ મીસાલ છે. ગમે એવા સારા ખેલો નબળાં ગાયનોથી નબળા બની જાય છે, આ ખેલમાં અચ્છાં સંગીતની જુદી જુદી 'વેરાયટીઝ' આમેજ કરી છે. તેમાં ખાસ કરીને આજની તમાશગીન આલમને જેવી રાગણીઓ ગમે છે તેવીજ લેવાની સંભાળ રાખી છે, જે તમારી પ્રશંસા પામશે એવી અમારી ખાતરી છે. અને તે માટે અમે અમારા મ્યુઝીક માસ્તર મી. જાલ સીગનપોર્યા અને અમારા બાહોશ એમેચ્યુઅર મી. લવજી લવંગ્યા અને મી. લલ્લુભાઈ સામલદાશ, તેમજ અંગ્રેજી રાગણીઓનાં સીલેકશન માટે મી૰ રતનશાહ નીકલસન અને નેશનલ બેન્ડના ડાયરેકટર મી૰ ફરનાનડીઝના અમે આભારી છીએ.

અને ગાયનો જોડવાની બાબદમાં પણ મી૰ લવજી લવંગ્યાએ ઘણી મદદ આપી છે. ગાયન ૪–૮–૧૧–૧૨ ને ૧૬ એમનીજ કલમનું પરીણામ છે. અને અમારા દરેક એમેચ્યુઅર્સ જેઓ નોકરી ચાકરીના રોકાણવાળા ગ્રહસ્થો છે, છતાં ચાલુ રીહરસલસ 'એટેન્ડ' કરી સ્ટેજ પર એક ખરા એકટરનેજ બરની બાહોશી બતાવી અમને શોભા આપતા રહયા છે, તે માટે એ દરેક બેરાદરોના આભારી છીએ.

આ નાટકની ચોપડી આવી સુંદર ને સફાઇદાર છપાવાની કારરવાઇ કરવા માટે અમે મી૦ રૂસ્તમ મેડોરાનો ખાસ આભાર માન્યે છીએ એમની ચાલુ સખત મહેનત, ખંત, ને ઉલતનું સુંદર પરીણામ હમણાં તમારા હાથમાં છે.

આ ચોપડીમાં લગભગ દજન ફોટોઝ છે જે અત્રેના જાણીતા ફોટોગ્રાફર મેસર્સ ડી. પી. હોરમજીની કું.એ ઘણી સુંદર રીતે છાપ્યા છે. તેમજ તેના બ્લોકસ એક્ષલસીયર પ્રોસેસ વર્કસના માલેક મી૦ હીરાજી ભરૂચાએ બનાવી આ ચોપડીના ગેટ-અપને સુંદરતા આપી છે.

અને છેલ્લે, તમાશબીન ડીયર, તમારાં આવાં ચાલુ ઉતેજન માટે અમે તમારા બહુ ઉપકારી છીએ. અને ભવિષ્યમાં પણ તમારાં ઉતેજન માટે અમને ખાતરી છે. ખુદાની પવિત્ર ખુદાઇપર અમને વિશ્વાસ છે. તેની મદદ માટે અમે ખાતરી ભરી આર્જુ રાખ્યે છીએ, કારણ કે મી૦ ગુલફામે આ ખેલમાં લખ્યું છે કે:-

> નેકોની મદદે હંમેશાં કુદરત રહેછ
> ખુદાઇ મદદ મળે જ્યાં ભલી દયાનત રહેછ.

લી૦, દીનશાહ ભી. તાતા
નવલ મ. માદન

તા૦ ૨૧ મી માર્ચ ૧૯૨૭.

# રંગભુમીના રંગારીઓ.



**દોલી**—કુંવારાં મંડળનો મેમબર (ઉમર વરસ ૪૦)

**સોલી**—કુંવારા મંડળનો મેમબર (ઉમર વરસ ૪૨)

**જાલ**—જમુજી જાલનેવાળાનો બેટો—કુંવારા મંડળનો મેમબર.

**એરચ**—એક ઉડાઉગીર જવાન્યો.

**બેજન**—એરચનો નોકર.

**બરજોર**—એક શેર દલાલ અને નાણાં ધીરનાર.

**જમુજી**—એક તવંગર કનત્રાકટર—જાલનો પીતા.

**દુરગાશંકર**—એક વકીલ.

**કોલી**—કુંવારાં મંડળનો નોકર.

**મેહેરાં**—દોલીની સ્વીટહાર્ટ.

**કુંવર**—સોલીનો સ્વીટહાર્ટ.

**ગુલાં**—એરચની ધણીઆણી.

**તેહમીના**—કુંવારાં મંડળ વચે અચાનક આવેલી છોકરી.

**ભાણુકી**—કોલીની સ્વીટહાર્ટ.



બનામે ખુદા

# "ફુવારૂં-મંડળ"

## અંક ૧ લો.

### દેખાવ ૧ લો.

તાડીનું ખજુરૂં.

(તાડી પીવાને જુદી જુદી ટોળીઓ બેઠી છે. તાડી પીએછે રંગરાગ મચાવે છે અને ગાયણો ગાય છે.)

ગાયન ૧ લું.

**પરવરદેગાર, એક તું સઉનો આધાર**
**ભવ પાર ઉતારી, આપ સુખ મોજ મજાહ અપાર**
**તાબે રહ્યાછે ત્હારા, ચંદ્ર સુર્ય ને તારા**
**બયાન કરૂં-ધ્યાન ધરૂં હર પળ કીરતાર**

(શેર)

**ગણત્રી સીતારાની આકાશે, કોઇ ગણી શકતું નથી**
**તેમ તુજ કુદરતની ખુબીને કોઇબી જાણી શકતુ નથી.**

**એક**—ખુદાએ બક્ષ્યું આએ અમૃત એક ખાસ,
ટાંસી લે બેટા એક તાડીની ટાંસ.
**બીજો**—ભુખો રહી આવે તું સુકાયલુ ઘાસ,
તોબી ટાંસી લે બેટા એક તાડીની ટાંસ.
**ત્રીજો**—કમરથી દુઃખે ને કળવાઇને કાંસ,
પણ ટાંસી લે બેટા એક તાડીની ટાંસ.

**ચોઠો**—મચ્છર ને માંકડ ને કરડી ખાય દાંસ,
પણ ટાંસી લે બેટા એક તાડીની ટાંસ.
**પાંચમો**—નડે ન હાંલ્લુ ધરે ફરે જો વાંસ,
તોબી ટાંસી લે બેટા એક તાડીની ટાંસ.
**છઠો**—મટન ને મરઘી ને બફાતનું હાંસ,
સાથ ટાંસીલે બેટા એક તાડીની ટાંસ.
**સાતમો**—કવાબ ને કટલેસ ને મછીનો સાસ,
સાથે લે બેટા એક તાડીની ટાંસ.

(જાલ આવે છે.)

**જાલ**—ખરેખર કોઇબી માણુસ જીંદગીમાં જે સર્વેથી મોટી ભુલ કરતો હોશે તે એજ કે તે બાપડો લગનની જુસરીમાં જોડાતો હોશે. કુંવારી જીંદગીની મોજ કંઇ ઓરજ છે. ઘેરમાં ચાર માટીડા એખલા રહેતા હોય તો સુખે સંપજે ગમત કર્યા કરે; પણ ત્યાં જો બેજ બઇરાં હોય તો તે બઇરાં પોત પોતા વચ્ચે પીખાય તે માતીડાઓ તેમની સુજે પોત પોતા વચ્ચે લડી-વહડી મરે. હું તો કુંવારી જીંદગીને પસંદ કરૂંછ.

(આસપાસ બેઠેલા ખુશ ખુશાલ મોજ
કરે છે તે જોઇને.)

આજનો ખુશબખતી ભર્યો દિવસ છે ને સઉ ખુશાલીમાં ચકચુર છે હુંબી ખરાં જીગરથી દુવા દેઉંછ કેઃ—

વસંતના બહારમાં, ખીલતા ગુલજારમાં
સબઝી મહેમારૂમાં, ફરતા રહેજો;
સચાઇ શણગારમાં, સુખી સંસારમાં,
ભલાઇ ભંડારમાં, ભરતા રહેજો;
વહેવાર વેપારમાં, ધંધા રોજગારમાં,
સરકાર દરબારમાં, ચહડતા રહેજો;
સરે બાઝારમાં, વડા કારભારમાં,
પ્રજાના પ્યારમાં વધતા રહેજો.

દોલતને ગંજ મળો, આશાઓ સૌ ફળો,
જહેમત ને રંજ ટળો, સદા કાલ મોજ મુબારક થાઓ;
દરેક મુકામને, ભલા નેકનામને,
પારસી કુલ આમને, જમશેદી નવરોઝ મુબારક થાવો.

(એક તરફ સોલી દોલી તાડી પીતા બેઠાછે.)

**સોલી**—ઓહ જાલ, ઓ મારા જમુજીના દીકરા, તું કહાંથી આયો? આવની-આવની!

(જાલ તેઓ આગળ જાયછે.)

**જાલ**—સાહેબજી, કેમ છેઓજી, ઘણે દહાડે દેખાયા.

**સોલી**—હા-બા-અમે તો ઘણા ખરા એકાંતમાં રહીએ તે મલ્યે ભેટ્યે કહાંથી?

**દોલી**—એવણ કોણ?

**સોલી**—એવણ મારા દોસ્ત જમુજીના દીકરા જાલભાઇ, ઘણા શીખેલા ભણેલા છે.

**જાલ**—ને સોરાબજી કાકા, આય શેઠ કોણ?

**સોલી**—એવણ મારા દોસ્ત દોરાબજી. અમે સોલી દોલીની જોડી છઇએ. જરા તાડી પીવા ઉતરી પડયાછ. બેસ બાવા બેસ.

**જાલ**—આય બધા ઘેરબારના સુખ્યારા કેવી મજાહ કરેછ? બધા કુંવારા હોશે કે?

**દોલી**—આય બધામાં કુંવારા કોણ ને પરણેલા કોણ તે તમારે જોવુંછ? જો હું તરકીબ કરૂંછ; તમે તમાશો જોયા કરજો.

**સોલી**—કંઇ યુકતી અજમાવની; જરા ગમ્મત પરશે.

**દોલી**—(વચ્ચે આવીને મોટેથી) શેઠયાઓ બેરાદરો, જરા આવો ઘણી અગતની વાત કહેવાની છે.

(તાડી પીવા બેઠેલા બધા માણસો દોડી આવે છે, અને દોલીની આસપાસ ફરી વલે છે.

**બધા**—શું છે? શું છે? મોટા બાવા કહોની શું છે?

**દોલી**—હમણા એક બાઇ દરવાજાપર આવીતી, ને તે કહેતી તી મારો માટી અહીં તાડી પીવા આવેલો છે, તેને કહેજો મુવા હજામરા, જલદી ઘેરે જો નથી આયો, તો મુવાની સાવરણી ઝાટકની ઉતારી મુકશ, ને દાદરપરથી ગબરાવી દેવશ.

**એક**—અરે એ તો મારીજ બાયડી હોશે? માર્યા ઠાર, હું તો જાવું

**બીજો**—અરે નહીરે નહી? એ તો મારી બાયડી હોશે. આજે મા ફજેતો થવાનો.

**બધા**—મારી બઇરી હોશે. નહાસરે મારા બાપ? ઘેરે જલદી જઇએ નહી તો હાડમાર થવાનો સોદો છે.

(કોઇ પાઘડી લે છે, કોઈ હેટ લે કોઇ ખાંધ પર ડગલો મારેછે, અ બધા દોડા દોડી કરીને નાહાસા નહા કરતા જાય છે.)

**દોલી**—જોયું બેટા? આય બધા પરણેલા?

**સોલી**—નખ્ખોદ ગીયા બધા બુબખ છે. કાંય એ લોક પરણી મુ હોશે? કુંમારા રહેતે તો કેવા આપરી કાંની મોજ કરતે.

**જાલ**—તે તમે કુવારા છેઓ?

**સોલી**—હાશતો. અમે બેઉ કુંવારા છઇએ. ને ઠરાવ કીધોછકે, બ કુંવારીજ જીંદગી ગુજારવી. અમે બેઉ કુંવારા ને આએ અમા નોકર કોલીબી કુંવારો.

**કોલી**—હોવે છાબ, ઉબી કુમારો, ઉ તો ઇમ છમજુંકે પયણવા કરતાં જેલ ખાણા મહી જાવું ભલું.

**જાલ**—ને તમારા ઘેરમાં કોઇ બઇરી છેજ નહી?

**સોલી**—એ શું બોલ્યો? બઇરી? તોબાહ તોબાહ!

**દોલી**—અરરર, બઇરી? તોબાહ તોબાહ!

**કોલી**—ઉંહૂ! ઉંહૂ! બાયડું! તોબરા! તોબરા!

**જાલ** તે તમે કાંહ રહેવોછ જે?

**સોલી**—માટુંગામાં એક નાહ્લી બગંલી લઇને અમે ત્રણે રહે છીએ. નહી લગન કરવાં કે નહી પરણવું એવા ઠરાવ અમે મોજ કરીયેછ.

**કોલી**—હોવે! બહુએ મોજ કરતાં છીએ. ખાઇજીએ, પીજીએ, ને નીરાંતે ઉંઘીએ.

**જાલ**—ત્યારે તો મારા વીચાર સાથે તમે મલતા થયા?

**દોલી**—તારો વીચાર શું, બાવા! બોલની?

**જાલ**—એજ કે જીંદગી ભર કુંવારૂજ રહેવું.

**સોલી**—શાબાશ ડાયો દીકરો. ત્યારે તો ચાલ અમારી સાથે આવીને રહે.

**જાલ**—એમજ કરૂં. આજેજ મારા પપ્પાને કહેવશ કે હું માટુંએ જઇને થોડા દહારા રહેવુંછ ને મારા કપરાં ચપરાં લઇને રાતે આવી લાગશ.

**સોલી**—એમજ કર. આય કોલીને લઈજા, ને એની સાથે કપરાં લઇને ગારીમાં બેસીને આવી પુગ. હમારી બંગલીમાં હજી બે ઓરડા ખાલીછે, તેમાં એક તું વાપરજે.

**જાલ**—ત્યારે હવે આપરે બધા આજે સોગંદ લઇયેકે જીંદગી ભર કુંવારાંજ રહેવું.

**સોલી**—(માથુ ધવડીને) સોગંદ ખાવાની શું જરૂર છે!

**દોલી**—(માથું ધવડીને) હા બાપુ! સોગદ ખાવાંની શું અગત છે?

**કોલી**—(માથું ધવડીને) છોગંદ વરી છેણાં ખાવાનાં?

**જાલ**—(મનમાં) એ બધા એમ શું કરેછ?

**સોલી**—(મનમાં) દોલીનાં પાણીબી મુવેલાં લાગેછ?

**દોલી**—(મનમાં) સોલીબી કેથે ગોટાંળો કરી આયોછ કે કેમ?

**કોલી**—(મનમાં) બેઉ છેાીઆઓ ધીલાધચ કેમ થી ગીએલા!

**જાલ**—તમોને સોગંદનો વાંધોછે, તો રહેવા દેવો—આપરે બસ ઠરાવ કર્યે, ને ઠરાવ પરજ મુસ્તકીમ રહેશું.

**સોલી દોલી**—હા એમજ-એમજ ઠરાવ પરજ મુસ્તકીમ રહેશું.

**કોલી**—હોવે મુછ્કીતીમ રહેછું (મનમાં) એ મુછ્કીતીમ તે છું ઓછે?

**સોલી**—આજે રાતથી તું આપરે ઘેરે આવીને રહેજે. તું આવશે પછીજ જમવા બેસશું હં?

**દોલી**—ને પછી સાથે રહીને કુમારી જીંદગીમાં મજાહ કરશું.

**જાલ**—ને ખરચ ખુટણુ થશે તેમાં હું ભાગ આપશ.

**દોલી**—તે બધું થઇ રહેશે. અમે બે કંઇ નાંગા ભુખા નથી.

સોલી—વાહ-ગમત થઇ-સોલી, દોલી, કોલી, ને દાખલ થયો—
સોલી દોલી કોલી—આજે નવો જોલી.

(ચારે ગાય છે)

ગાયન ૨ જું.

સોલી—હા-હા રહીશું કુમારા
કોલી—અને લાગે સુમારા
સોલી—બોલવું નહી બઇરા સાથે, આંખો કરવી બંધ બે હાથે.
બધા—જરૂરજ
જોલી—હા હા કદી નહી પણવું
દોલી—એવા મુરખ નહી બનવું
કોલી—કુવારાને મજાહ ઘણી-પોતાની મરજીના ધણી.
બધા—ખરેખર
સોલી—બઇરાં તરફ આંખબી નહી ધરવી
દોલી—સાહેબજી દુરથી બસ કરવી
કોલી—અરરર તેઓ નહી, કરે તેને થાય ખઈ
સોલી દોલી—થાય તુનેજ.

( કોરસ )

સોલી—મેરીડ લાઇફ છે કંગાળ
દોલી—ચયાઉં, મયાઉંની છે જંજાળ
દોલી—દીકરા માંડી તું વાળ
સોલી—બસ એ ખ્યાલ
જોલી—પ્યાર કરવાનો વિચાર
દોલી—કોઇ વાર આવે જો યાર
કોલી—કરશું કોટી, કીસી બે ચાર
સોલી—લઇને બગલમાં હાથ
દોલી—નાચશું આપરે સંગાથ
બધા—Happy ever bachelor we are.

# અંક ૧ લો.

## દેખાવ ૨ જો.

જંબુસર [એક ઓરડો-ગામડેનું ફરનીચર.]

(એરચ ગાતો આવેછ.)

એરચ— ગાયન ૩ જું.

જગમાં જે જન્મી નેકી કરે, ફેરો તેનો હયાં ફોકત છે.
સચાઇ ધરે, વફાઇ કરે, ફોકત તેની મહેનત છે
જો ભલાઈ કરી ચાલે જગમાં, તો તેને માથે આફત છે
જે બુરાં કામથી કરે ઠગાઈ, તો જગમાં તેની ફાવત છે.
ફીતુર ફંદો કરીને ફરવું, ઢોંગ સોંગથી ગજવું ભરેવું
ખોટી વાતથી, પીતપાતથી, ચીલઝડપથી ચીકાર ચરવુ
કામ કરી લો પુરૂં પાપનું, બહેસ્ત દોજખ છે કોણના બાપનું
એવી વાતોથી જરા ન ડરવું.
બધાંને ઠગવાં હા-હા-હા-હા
તો થશે જગમાં વાહ-વાહ-વાહ-વાહ!

**એરચ**—અસલનાં જમાનામાં કોઇ બીચારા ઓલીઆ ગપાટ માણુસોએ એમ કહેવત રચી હોશે કે "ભલાકર ભલા હોગા, સોદા કર નફા હોગા." પણ તે બાપડા ભલા માણુસોને એમ ખબર નહિ હોશે કે આએ જમાનાંમાં તે કેહવતથી ઉલતોજ મામલો ચાલેછ! હવે તો તે કહેવતને ફેરવીને એમ બનાવી જોઇએકે "ઠગાઇ કર ભલા હોગા, ચોરી કર નફા હોગા." આપરો તો એવોજ વીચાર કે પકડઇ નહિ જઇએ ત્યાં સુધી ઠગાઈ કરીએ તો બેડો પાર! આએ જંબુસરમાં રહેતાં તો કંટાલો આવી ગીયો. આએ ગુન્નાંને હવે ઉલગબરડી દેખાડી દેવું ને અંહીથી વટેણું વાવી દેવું. મારો નોકર બેજનબી મજેનો મારે લાયકનોજ મલી ગીઓછ. એને પૈસા આપીયા કીધા કે એ બાપડો ગુલામ-એ કહાં ગીયો? એને જરા અગાઉથી ભણાવી મુકવોજ જોઇશે.

(એક તરફ એરચ જાએછે, બીજી તરફથી બેજન આવેછે)

**બેજન**—બસ હદ થઇ-આએ મારો શેઠ એરચ હવે એટલું અતેરૂં કરેછ કે મારાથી દેખી શકાતું નથી-સાત વરસ એની નોકરીમાં

ગુજારીયાં, ને તહરેવાર ઠગાઇમાં ભાગ લીધો—પણુ આંએ જવાન નીરદોશ વફાદાર છોકરી ગુલાંને એ હેરાન કરેછ તે હું કંઈ ખમું નહી—એને ગુલાં સાથે ખોટતાં લગન કીધાં ને લગનની સરટીફીકેટમાં ખોટું નામ લખવા માંગયું—પણ નહિ—તેમાં એ ફાવ્યો નથી; એ પોતાની હલકી મકસદમાં એવો ચકચુર બન્યો હતો કે એનું ખરૂં નામ, મે સરટીફીકેટમાં લખી લીધું, તેની એને ખબર બી પડી નથી! કંઈબી યુકતી કરશે—ઠગાઇબી કરશે—પણ આએ છોકરીને બચાવશ

(એરચ આવે છે)

એજન—આજે તમારૂં પ્રોગ્રામ શું છે એરચશા શેઠ?

એરચ—ચુપ, ચુપ, તેં મને પાછો એરચશા કરીને બોલાવ્યો કે! અહિ તો મારૂં નામ રતનશા. બીજું કંઇજ નહિ.

એજન—આપરે એખલા હોઇએ તહારે.

એરચ—નહિ એજન નહિ! આપરે એખલા કોઇએ તહારેબી નહિ. ભીતનેબી કાંન હોએછ!

એજન—ઠીક શાહેબ, જેમ તમારી મરજી—કહેવત છે કે,
ચાકર રહે તો નાચા કર,
ના નાંચે તો ના ચાકર.

એરચ—જો એજન તું મારી નોકરીમાં સાત વરસ થયાં રહયોછ

એજન—ને તે અરસામાં તમારા સાતસો કરતુક જોઇ ચુકોછ.

એરચ—તેમ વરી મે તુંને ખતાવીયોછબી.

એજન—ખતાવતે નહિ તો સાત વરસને બદલે સાત કલાકબી તમારે પડખે હું ઉભો રહેતે બી કે!

એરચ—હવે મારો વીચાર એમ છે કે આએ જંબુસર છોડીને મુંબઇ જવું.

એજન—ને ગુલાંનેબી સાથે લેશો કે?

એરચ—અરે એ ટાકને કહાં ગળે ઓરવી રાખવાની? મહીના દાહારાની મજા ઉતી તે પુરી થઈ ગેઇ—હવે ચાલ ભઇ પોઇસ!



“ યકીનદારીનું ઇનામ ”
ગુલાં.

**બેજન**—એ માંય બાપ વગરની બેખલી અતુલી છોકરી—

**એરચ**—અરે એમ તો હું માય બાપ વગરનો છેઉની—ને તુંબી માય બાપ વગરનો છે, એવાં તો ઘણાં હોશે તે તેમને સાથે ઘસરીયા કરીએ!

**બેજન**—પણ આય છોકરીએ તમારી સાથે લગન કીધાછની!

**એરચ**—લગન! તું જાણેછ તોબી એવો ઘેલો ગાંડો કેમ થાયછ! અગીઆરીમાં લગન કીધા ને ખોટડું નામ દસાવી દીધું, તે તું જાણેછ તોબી એમ ચીઓ કાંય થતો હશે મારા બેજન બેટા!

**બેજન**—હા એરચ બાવા—એ બધું ખરૂ, પણ એ છોકરીને તમો તજી દેવા માંગોછ!

**એરચ**—એ તો આવે ઘરમે ને ખાય કરમે.

**બેજન**—તમે ઘરમના કામ કરીને કેવા તુટી પડોછ તે તો હું જાણુંછ ને કરમ તમોને કેમ નરશે તેબી હું જાણુંછ વારતે—

**એરચ**—બસ હવે લાંબી વાત નહી. આજેજ રાતે આપરે ઉપડી જઇએ. એ છોકરીને એમજ કહેવાનું કે આપરે કલકતે જઇએછ. મુંબઇનું નામ નહી દેવાનું.

**બેજન**—આય ઘરમના કામ થાયછ તે જોયું કે!

(ગુલાં આવે છે)

**ગુલ**—સહવારની વાત થઇ કાંહા ગીયાતા!

**એરચ**—જરાં અંહી તહી.

**બેજન**—(મનમાં) ચોર્યાસીના ફેરાની ગોઠવણ કરવા ગયલા.

**ગુલ**—પણ તમે આજે કાંઇ ચીંતામાં હોવો તેવાં લાંગોછ તે છે શું?

**એરચ**—શું કેહું, મારી દીયર, મારા બાવાજી ઘણાં ઘભરાયછ ને ઘડી પલ છે તેનો તાર આયોછ!

**બેજન**—(મનમાં) તાર પેલી જંહાનથી આયો હોશે કાયકે બાવાજીનાં ગુજરી જવાને તો વરસો થઇ ગીયાછ.

**ગુલ**—કંઇ નહિ કંઇ નહિ! તમે જીભરાયા એમ રડમસ નાં થાવો, સઉ સારૂ થશે, ધીરજ ધરો.

એરચ—અરે શું ધીરજ ધરૂ! કંઇ સુજ પડતું નથી ને રરતા રરતા આખમાંનું પાણીબી સુકાતું નથી.

બેજન—(મનમાં) આખમાં પાણી હોય તો સુકાય કે?

ગુલ—પણ હવે કંઇ ઉપાય કરોની, રતનશાહ.

એરજ—હવે તો મને એક દમ મારા પપા આગલ જવુંજ પડશે.

બેજન—(મનમાં) પપા તો બીચારા બેહેશ્તમાં હોશે—તાંહ તું કાંહા જવાનો? તારી જગા તો કોઇ બીજેજ ઠેકાણે થવાની હોશે.

ગુલ—તાહરે ચાલો—આપરે જઇએ.

એરચ—જોની ડીયર હુંજ પહેલા એખલો જાવુંછ, ને પછી હલુ રહીને તુને તેરાવી લેવશ.

ગુલ—તાહરે મને નહી લઈ જવા માંગતા?

એરચ—હમણા નહી—પછી હલ્લુ રહીને તેરાવસ; તું ચીંતા ના કરતી, હું આજે રાતે જવાનો છેઉ ને કલકતે જતા તારી ઉપર કાગલ લખશ. આજેજ મારે કલકતે જવું જોઇશે.

ગુલ—પણ તમે મારા વર થઇને મને એખલી મુકીને જવા માંગોછ?

એરચ—આઠ દશ દાહાડા એખલી રહેશ તો શું નુકશાન થવાનું? લે આય પચાસ રૂપ્યા, તેટલાં તારો ગુજારો કરજે.

ગુલ—૫૦ રૂપ્યા મને નથી જોઇતા—હું તો તમારી સાથે આવવાની છેઉ.

એરચ—જબરદસ્તીથી આવશે?

ગુલ—ધણી સાથે ધણીયાણી ચાલી આવે તેમાં જબરદસ્તી કેવી?

એરચ—પણ મારી મરજી વીરૂધ આવશે?

ગુલ—ધણીઆણીની મરજી તે ધણીની મરજી.

એરચ—તું મને ગુસ્સે કરેછ હું?

ગુલ—ને તમે મને ઝનુની બનાવોછ હું?

એરચ—હું તુને સાથે નથી લઇ જવાનો.

ગુલાં—તમારી પુઠ હું નથી છોડવાની.

એરચ—તું ધણી તરફ આવી વફાદારી અદા કરેછ કે!

ગુલાં—તમો ધણીયાણી તરફની આવી જવાબદારી અદા કરોછ કે!

એરચ—તું ધણી તરફ આવી તાબેદારી દેખાડેછ કે?

ગુલાં—ધણીઆણી તરફ તમે આવી પ્રીતી ને દીલશોજી દેખાડોછ કે?
એરચ—મારાં હોકમને તાબે થવુંજ પડશે એમ તારે યાદ રાખવું.
ગુલા—હું ધણીઆણી છેઉં, ગુલામડી નથી. એ તમારે યાદ રાખવું
એરચ—ધણીઆણી ધણીઆણી શું બકયા કરેછ? કોણુ ધણી? કોણુ ધણીઆણી?
ગુલા—તું ધણી, હું ધણીઆણી.
એરચ—છટ, છટ! સુજમાં રહેશે તો અતવધ મરશે. ધણીઆણી તરીકેનો દાવો કરવા આવશે તો ઉલતી તારી આબરૂ જશે, નામોશીમાં આવીને ઝેર ફાકવું પડશે.
ગુલાં—મારો દાવો જોરદાર છે, મારો હક ઓસ્તવાર છે, લગનનો ગાંઠ સંગીન મજબુત રહેશે તે તુટવાનો નથી તે સાબુત રહેશે!
એરચ—લગનનો ગાંઠ? તે બંધાયો કયારે કે તુટવા પામશે! લગન હકદાર થયલાં કયારે કે તે વાજબી ગણાશે?
ગુલાં—એટલે? તું શું કહેવાં માગેછ?
એરચ—લે તાહરે હું તુને ખુલ્લું કહી દેવુછ. આપરાં લગન થયાજ નથી! બધા તે ઢોંગ ઉતા. કાયદાની નજરે તું મારી ધણીઆણી થઇજ નથી!
ગુલ—લગન ખોટાં ઉતાં?
એરચ—તદનજ ખોટા—હું પુરવાર કરશ
ગુલ—મેં તારી ઉપર પુરતો વિસવાસ મુકયો તેનો આય બદલો?
એરચ—મેં તુંને મહીનો દાહાડો મોજ કરાવી તેનો આય બદલો!
ગુલ—મારો આખો ભવ તું બાળી નાખેછ.
એરચ—શાનો બલી જાયછ? જવાન છે, જોરાવર છે તે દળજે, છળજે, પાણી ભરજે, સીવજે, સાંધજે, ને પુરૂ કરજે.
ગુલ—મને તું આય મરનતોલ ફટકો લગાવેછ, મારી જીંદગીની ધુલધાની કરેછ!
એરચ—હવે લાંબી વાત મને જોઇતી નથી. એમ તો વખત નીકલી જાયછ. હું તો આય કલકતે ચાલ્યો.
ગુલ—રતન–રતનશાહ હું તુંને જવા નહિ દેવું.

(એરચને ગુલ વલગે છે. ગુલને આંચકો
મારી એરચ ફેંકી દેછે. ગુલ બેહોશ
થઇ જમીન પર પડેછે.

**એરચ**—દુર થા? નીકલ અંહીથી (ગુલને તપાસીને) બેહોશ થઇ ગઇછ! બેજન તું આપરો સામાન લઇને આવી પુગ. એના પગ હાથ બાંધીને એને અહીજ નાંખી આવ. હું આએ દોડીયો સ્તેશન પર.

**બેજન**—હા શેઠ દોડી જાવો. એનીજ સાડી વડે એના હાથ પગ બાધુંછ! ને એના સદરાના ચીઠડાંએ એના મોહડામાં દુચો મારૂંછ ને તમારી પછવાડે આવી પુગુછ.

**એરચ**—એમજ કર, એમજ કર.

(એરચ દોડી જાય છે)

**બેજન**—કાફ્રર કરતુકી, તારા કાલા કામોમાં હવે હું ભાગ્ગો થવાનો નથી.—આએ છોકરીને હું હેરાન કરવાનો નથી-યાદ રાખજે.

(ગુલનું માથું પોતાના ખોલામાં
બેજન લે છે.)

પાપના બદલામાં જરૂર તને સજા મલશે,
બાલ્યું એનું જીગર તો તુંબી બળશે.
ભલી યકીનદારી તો આખર ફ્ળશે.
સાચ આગલ આફ્તો જરૂર ટલશે.
શેઠ નહિ, હવે તુને હું કાફ્રર ગણુશ,
દોસ્ત નહિ, હવે તારો દુશમન બનશ.

(ગુલાં હોશીયાર થવા લાગે છે.)

**બેજન**—એ હોસમાં આવે છ.

**ગુલાં**—(હોસમાં આવીને) નખોદ વળ્યું, મારૂં નખોદ વળ્યું! નામોસી ને બેજાલતમાં જીંદગી ગુજારવાની સરજત થઇ!

**બેજન**—સરજતને બદનામ ના કરો, ગુલાંબાઇ. સઉ સારૂં થશે.

**ગુલાં**—બદજાદ પાપી! તારા શેઠ સાથે મલીને તેં મારૂં નખોદ વાલ્યું! સંસારથી, સગાંથી, સુખથી તેં મને દુરદરાજ કીધી; શું તારૂં ભલું થશે? મને ખુહાર કીધી, તારાજ કીધી.

**એજન**—તારાજ કરનારો હું નથી, સચાઇનું તાજ આપનારો છું,
તારાજ કરનારો હું નથી, સંસારનુ રાજ આપનારો છું;
તારાજ કરનારો હું નથી, ખરી દાઝ ધરનારો છું.
તારાજ કરનારો હું નથી, તુટેલું કાજ સાંધનારો છું;
મારી ઉપર વિશ્વાસ રાખો, એ વિશ્વાસ થવશ હું નહિ,
એનો થઇને હું રહેવશ, પણ બદી ગારમાં જવશ હું નહિ.
પાપથી બચી હવે નેકી પર નીગાહ કરૂંછ,
કીધા ગુનાહ ઘણા, હવે તોબાહ-તોબાહ-તોબાહ કરૂંછ!

**ગુલાં**—એજન-એજન-હું તારી ઉપર કેમ વિશ્વાસ મુકું? જેવો શેઠ તેવો વાનોતર!

**એજન**—મારા બોલવાની આએ સાબેતી છે. તમારાં લગનની આએ સ્ટીર્ફીકેટ છે જે ખરી છે. મેં તે ખરીજ બનવાવીછ તમારાં લગન ખરાં છે-કાયદા સરના છે.

**ગુલાં**—ખરેખર! ઓ ખુદા-ઓ ખુદા હું બચી-તારો કેમ આભાર માનું.

**એજન**—હમણા ભાષણો કરવાનો વખત નથી. જાઓ જલદી તઇયાર થાઓ, એની પુઠે આપરેબી મુંબઇ જઇશું. ત્યાં કેમ કામ લેવું તે આપરે નકકી કરશું. દોડો એક પળબી ખોહવાની નથી.

**ગુલાં**—એમજ કરશું, હું જલદી તઇયાર થઈ જાઉછ.
(જાય છે.)

**એજન**—એણે ગુલ તરફ ઠગાઇ કીધી તો હુંબી એની તરફ ઠગાઇ કરશ.
એ બેવફા બન્યો ગુલ તરફ, તો હું ગુલ તરફ વફાઇ કરશ.



# અંક ૧ લો.

## દેખાવ ત્રીજો.

### એક જાહેર બગીચો.



(દોલી આવે છે)

**દોલી**—સારૂં થયું કે કુમારો રહેવાના સોગંદ નહિ લીધા. સોગંદ લેતે તો હું તોડતેજ નહિ, ને તેટલાં માટે મેં સોગંદ લીધાજ નહિ. દોઢ વરસની કુંમારી જીંદગીના આએ એકાંત વાસમાં મજાહતો ઘણી પડેછ—પણ હવે નખોદ ગીયું સોહવાતું નથી. તે દહાડે કાઉના ઘેરની નવજોતમાં ગીયો તો તાહાં બધાં બઇરાંઓને જોઇને એવું મન થયું કે બધાની વચમાં જઇ ને બેસું. તાહેલાં કરૂં, હસું, હસાવું ને જીવ બેહેલાવું; પણ નખોદ ગાયો સોલી પાસે બેઠો બેઠો બીલારીની કાની ગુરકીયા કરે, તેથી મને મન મારવું પડયું ને બધાઓ એ હમુને જોઇને ડોરા કાહડીયા.

(મેહરબાનું આવે છે.)

**મેહરબાનું**-ગુડ ઇવિનીગ, દોરાબશાહ? તમે આયા કે?

**દોલી**—હો યસ—મેહરબાનું. હું તમારીજ વાત જોતો તો.

I am very glad to see you.

**મેહરબાનું**-તમારૂં પેલું કાતર્યું દલદર કેમ ચાલેછ!

**દોલી**—કાતર્યું દલદર? તેમ વલી શું?

**મેહરબાનું**-નહિરે મુકુજે તમારૂં સું? કુમારૂં મડલ કેમ ચાલેછ?

**દોલી**—ચાલેછ. જેમ આગલ ઉતુ તેમ હમનાબી ઠીક છે. કંઇ ફરીયાદ કરવા જેવું નથી (મનમાં) એ કહે છે તે બરાબરજ છે. ઘસેલા કાતરીયામાંથીજ આવું દલદર મંડળ ઉભું થયુંછ.

**મેહરબાનું**-મેંતો હમણાજ સાંભલીયુછ કે થોડોક વખત થયો કોઇ બીજા જવાન છોકરાનેબી તમોએ ભાગીયો બનાવ્યોછ, ખરી વાત કે!

**દોલી**—બીચારો કોઇ દાખલ થયોછ ખરો.

**મેહરબાનું**-કાંય? તે બીચારો કાંય?

**દાલી**—તે જોવની મહેરાં-હું પાકટ ઉમરનો દોઢ વરસમાં કંતાળી ગીયો તો આય કાચી ઉમરનો દોઢ મહીનામાં કંતાળી જશે.

**મેહરબાનું**-પણ ત્યારે એમ કંતાળીને ફફડીને-ચટકીને જીવપર જોરાવરી કરવાનું કંઇ કારણ? મંડળને વાઈન્ડઅપ કરો, ને પરણી જાઓ.

**દાલી**—પણ પછી નાખ કપઇ જાય ત્યારે? ઠોકી-ઠાકીને-તાબડા ફોડીને ઘોલ તાસા વજાડીને કુવારૂં મડળ સ્થાપ્યું ને હવે પરણ્યે તો લોક ખોટાં ચામરાં પીખી નાંખે ને છાપાછાપીથી આબરૂનાં કાંકરા થઇ જાય.

**મેહરબાનું**-પણ હમણાં તે કહાં તમારી થોડી ફજેતી થાયછ? બધા ઠેકડી ને મશકેરી તો કરેછ.

**દાલી**—તે થોડો વખત સઉ ઠેકડીને મશકેરી કરશે, પછી સઉ ભુલી જશે.

**મેહરબાનું**-હં? હવે કેવા દાહયા લાગા, મારી સાથની તમારી એક વરસની ઓળખાણ પીછાણમાં આજેજ તમે ખરેખરૂં અકકલનું બોલ્યા.

**દાલી**—(મનમાં) ત્યારે હું હમણા સુધીમાં મુરખાઇનું બધું બોલતોતોકે?

**મેહરબાનું**-તેમ વળી તમે મંડળને સુવાડી દેશો ને તમે પરણી જશો તો થોડો વખત સઉ ઠેકડી કરશે ને પછી સઉ ભુલી જશે. (દાલીની ગરદનપર મેહરા હાથ મુકેછે).

**દાલી**—(મનમાં) અરે મારા બાપ? કેવી ગીલી ગીલી લાગેછ? (મોટે) તમે કેહોછ તે ખરૂંજ છે-એમજ થાય-દુન્યાનો એવો રવૈયોજ છે.

**મેહરબાનું**-(મનમાં) ચાઆઆલો-મંડલનો એક મેમબર ઉડયો (મોટે) કદાચ તમારી ઉપર કોઇએ આશા બાંધી હોશે ને કદાચ તમો કોઇપર આશા બાંધશો.

**દાલી**—(મનમાં) વળી આશા બાંધવા કહાં જાઉ? અહિંયાંજ ઉભેલી છેની (મોટે) અમારા મંડળના મેમબરો વચ્ચે એવી સરત છે કે કદીબી પરણવું નહિ. કોઇ બઇરી સાથે વાત ચીત બી કરવી નહિ ને બઈરીને જોતા ઉભી પુછરીએ નાશી જવું.

**મેહરબાનું**—તે તમેબી તેમજ કરોછ કે?

**દાલી**—હાજતો, મંડળનો કાયદો કંઇ તોડાય?

**મેહરબાનું**—ત્યારે મારી આગલ કાંય ઉભા? મને જોઇને નાસી કાય નહિ જતા?

**દાલી**—જી–જેવની મકુંજે તમારી વાત જુદી છે.

**મેહરબાનુ**—હું બઇરી નથી ને માટીડો છેઉં?

**દાલી**—તેમતો નહિ, પણુ તમારી આગલ હું તો પોતેજ બઇરી જેવો બની જાવુછ, પછી નાસી કેમ જાવુ?

**મેહરબાનું**—હવે મંડળ સંડળના ઢોંગ ધતુરા છોરી દેવ, પરણો-ઘેરીતા બારીતા થાવ, ને દુનીયા દારી જોવ.

**દાલી**—હુંબી એમ કોઇ કોઇ વાર વિચાર કરૂંછ પણુ--છે તે કરીને પણુ

**મેહરબાનું**—તમારા મંડળમાં તો તમે સોગંદ લીધા હોશે તેથી તમે અટકતા હોશો.

**દાલી**—નહિ નહિ, સારૂં થયું કે સોગદ નથી લીધા, ફકત ઠરાવ કીધોછ.

**મેહરબાનું**—પણુ ઠરાવબી કેમ તોડી શકાશે!

**દાલી**—ઠરાવતો ફેરવી શકાય, મ્યુનીસીપાલ કોરપોરેશમાં એવો કાનુન છે, કે એક ઠરાવ થયા પછી ત્રણુ મહીના વહી જાય તે પછી તે ઠરાવ પાછો રદબી કરી શકાય, કે ફેરવીબી શકાય, તેમ ત્રણુ મહીના થઈ જશે પછી ઠરાવ રદ કરશું ને એક મારી પ્યારી છે તેની સાથે પરણી બેસસ.

**મેહરબાનું**—તમારી કોઇ પ્યારીબી છેકે?

**દાલી**—છે. છે. તે કોણુ?

**મેહરબાનું**—કોણુ!

**દાલી**—તું

**મેહરબાનું**—હું

(બંને ગાયછે ને મેહરાં જાયછે



દાસી અને મહેરાં.
"જીગરનો ઉભરો."

ગાયન ૪ થું.

દોલી--હાં રે બેડો છે આપરો પાર
વ્હાલી બનશે મારી મ્હોરદાર
મહેરાં--દોલી મારા દીલરૂબાના તાર
કરૂં તુજ પર હું તનમન નીસાર--હાંરે
દોલી--યુરોપ્યન સ્ટાઇલમાં કોર્ટશીપ કરશું
રેકલેમ એન્ડસ્ટેન્ડ રોજ મોટરમાં ફરશું--બેડો
મુફલેશાની મુફલેસી તવંગર શું જાણુરે
બબાની લહેજત ટી ટોટલર શું જાણુરે
લયલાની કીસની મજાહ મજનુજ જાણુરે
તેમ ઘોંટાળો આ દોલીનો સોલી શું જાણુરે
મારાં બગદાદી બુલબુલ જરા પાસાંમાં આવ
આય જલતાં જીગરને જરા તો બહેલાવ--હાંરે

દોલી—કંઇજ નવીજ લાગણી આજે મારાં જીગરમાં થાયછ ! નખોદ ગીયું અમથું અમથું હસવું આવી જાયછ, એ મેહરાંને જોતાંજ કંઈ છાટીમાં કુડકા મારતું હોયની તેમ થાયછ ! એ પ્યાર હોશે ? અરે પ્યાર પ્યાર, તું હમણા સુધી કહાં ઉંઘઇ રહયો તો ? જરા જલદી આવતે તો આએ કુંવારાના પછાડાતો નહિ મારતે ?

(સોલી કુંવર આવેછે અને દોલીને જોઇને સોલી અટકી જાયછે.)

સોલી—અરરર, સબર, સબર, સબર, પેલો દોલી ઉભોછ !

કુંવર—તે તેનાથી બીહોછ કાંય ? એના બાપનું કંઇ તમારી પર દાપું છે કે ?

સોલી—એના બાપનું દાપું નથી. એનું પોતાનું દાપુ છે. થોભ જરા, એને જવાદે. (બંને છુપાય છે)

દોલી—હમણાં તો ફારસ ચાલુજ રાખશું, પછી ત્રણ મહીના પુરા થતા મંડળમાં રાજીનામું આપશ, ને પરણી બેસસ-અરે મારા બાપ, પંસદે કદમ બોલતાં તો મારો જીવ બેહસ્તમાં જશે !

(દોલી જાયછે. સોલી કુંવર બાહાર આવેછે.)

કુંવર—એ તમે ઢોંગ શું માંડયાછ? મારી સાથે પનવાના હોવો તો ધસી ધામીને હા કેહવો.

સોલી—હા-હા-હા! હવે ધસી ધામીને તો કેમ કેહવું? તું કેઉ તો એમથી તેમ દોડીને ને તેમથી એમ દોડીને કેહું?

કુંવર—પણ તાહરે લગન કરોની! બુઢા ઘરડા થઇને મરવાની અણીપર આવશું તાહરે પનસું કે?

સોલી—મારી કુવર, મારી વહાલી કુંવર? તું એમ ચીરડઈ ના જા? ઉતાવલ કરશ તો મારી ફજેતી થશે ને મારી આબરૂબી જશે!

કુંવર—નહિ,-નહિ,-તમારી ફજેટીબી નહિ થવા દેવું ને તમારી આબરૂબી નહી જવા દેવું, મારા સોરાબ, મારા સોલી, તમારી આબરૂ તે મારી આબરૂ?

સોલી—હવે કેવી ડાહી થઇ! જરા લાગ જોઇને ને રંગ તપાસીને આએ મારા કુંમારા મંડળને હું બરખાસ્ત કરવા માગુંછ, પછી નહિ હોકો કે નહિ ધોકો.

કુંવર—ઠીક છે, જેમ તમારી મરજી. હવે તો બોહત ગઇ ને થોડી રહી.

સોલી—ને ઉસમેબી કમી હુઇ!

(બંને ગાય છે ને કુંવર જાય છે)

ગાયન ૫ મું.

સોલી—હા-મારો વિચાર છે હવે લગન કરવાં રે
પરણી અદરાઈ પરવારીને ખુબ મજાહ કરશું રે
જાંગલા મડમ થઇને વટમાં ફરશું રે
હવે બોલી દે ભરમ

કુંવર—મુઈ લાગેછ રે સરમ

સોલી—તું ના સરમા, જરા ડાહી થા, સાથે ફરશું હરશું
ખતપત થઈ તો સ્વીટ કીસ લઈ પીસ કરશું.

કુંવર—પ્લીઝ યુ ડોન્ટ બી નોટી નથી લાગતું કંઇ સારૂં
સ્યાના થઇ સુવાડી દેઓ આ મંડળ કુંવારૂં

( કોરસ )

સોલી—લગન કરશું આલબલેસ બાગમાં
લખાવશું એટલા બેહુ ભાગમાં
પહેરામનીથી ખીસાં ભરશું
તે પાત્રાં બાબદ નહી લડશું
કુંવર—તમને બાર પર નહિ જવા-દેવશ
સોલી—ફકત બે ત્રણ પેગજ લેવશ
તું વાઇન પીજે, વિસ્કી હું નાખશ
કરશું મજાહ રંગ-રાગમાં.

સોલી—કોણ જાણે કયાં ભુંડા ચોગડીએ ભેજામાં ખખારો આયો, ને આવું ઇસ્કુપીડ જેવું મંડળ બનાવ્યું? બઇરાંઓ વગરની જીંદગી તે હોયબી વારૂં? એમ તો ઘણા કુંવારા હોશે પણ તે લોક બઇરાં સાથે બેસતા હોશે, હસ્તા હોશે, નાંચતા હોશે, કુદતા હોશે, પણ અહીંતો કુંમારા રહેવો ને બઇરાં સાથે વાતબી ના કરો. એતો જુલમની વાત થઇ!

[ કોલી અને ભાણુકી આવે છે અને સોલીને જોઇને અટકી જાયછે. ]

કોલી—થોભરે-થોભરે! મારો છેઠ સોરાબછા ઉભેલો!

ભાણુકી—એ તારો છેટ કે! હું તો જઇને એનો કાન પકડી કેઉં કે મુંવા ઘોઇ લાયખા, તું કુંવારો રહે કે ને ગમે તો કુવામાં પડ પણ મારા માટીને છેનો પયનતા રોકતો છે?

કોલી—અરે, રાખરે રાખ? તુંબી શું કાલનો દુકાળ આજે પાડતી છે? તું કંઈ કરછે તો મારી આબરૂબી જાછે ને નોકરીબી જાછે!

ભાણુકી—મુવાની એકતો આબરૂ મોટી પરી ને વરી નોકરીમાં ગાંઠરા બાંધે!

સોલી—હવે તો લાગ જોઇને કંઇબી ઉપાય કરૂં. બાકી કુંવર વગર મને ચેન પડવાનું નથી.

[ સોલી જાયછે, કોલી અને ભાણુકી બાહાર આવે છે. ]

**કોલી**—તું આકરી વીકટરી છાવરે પરલી હોછે? ઉં પયના તો તારી છાતે પયના, તું નસીંત રેજે.

**ભાણુકી**—પયન કી વારે પનછે? આપરી જાતમાં ને આપરી નાતમાં તો છ ને છાત વરસના છઈયાં ને પોયરાં પયને, ને તું મુવો આવો બબદીયા જેવો ઉખરો થઈ ગીયો, ને હુંહ બી આટલી મોટી થઇ ગઇ તે ગામમાં બહુંઉએ નઠારૂં લાગે.

**કોલી**—જોની ભાણુકી, મારા બે છેટ ઉતા તેમાં ત્રીજો ઉમેરાયો, ને તે ત્રીજો જવાન પોયરો છે, તે પોયરો કંઇ લાંબો વખત કુંવારો રહેવાનો નથી. તે પયનવા નીકલછે તો પછી હું ધોરે સહારાકે ઉંબી પયનું.

**ભાણુકી**—પણ તે કીવારે?

**કોલી**—બછ, હવે આંઠ દછ દી થોભી જા, એટલું મારૂં કીયેલું ની કરે મારી ભાણુકી?

**ભાણુકી**—તારૂં કીયેલું બધું કરૂંરે મારા કોલી! તું બછ એ છેટીયા ઓને મુકી દે, પછી બીજી નોકરી મલી જાછે. અરે હવે તો લાલીયા નોકરોની ઇરાનીની દુકાને તાણું તાણ પડેછ, ને મોંરે માંગાયો પગાર મલેછ. ખોબો ભરીને પગાર ને પેટ ભરતું ખાવાનું મલે ને સીરીમીરી મલે. તે તું નોકરી છોરી દેજે, બીજી નોકરી સપ કરતી મલી જાછે.

[ બેઉ જાએછે. બીજી તરફ ગુલ અને બેજન આવે છે. ]

**ગુલ**—કેમ બેજન કંઇ ખબર લાવ્યો?

**બેજન**—હા, ઘણી અગતની ખબર છે, એરચશાહે નવી બાજી માડીછ.

**ગુલ** - શું છે? મને કહે તો ખરો.

**બેજન** - તેહેમીનાં નામની કોઇ ભલી છોકરી છે, નીરદોસ છે, પણ બોલીદરાજ લાગેછ. તેના માય બાપ મરણ પામીયાંછ, ને એ તમારો એરચ એનો ધરમ-બાપ થયોછ.

**ગુલ**—છોકરી કેવી છે?

**બેજન**—જવાન છે, ખુબસુરત છે, તેને એરચ પોતાના ઘેરમાં લાયોછ ને હવે તેની ઉપર બદ નજર કરેછ.

**ગુલ**—હેક્ છે, લયાનતછે, એની ઉપર !

**બેજન**—બીચારી લાચાર છોકરી છે. એને કોઇબી રીતે બચાવવી જોઇશે.

**ગુલ**—પણ એ છોકરી કોણ ! એનાં માય બાપ કોણ ?

**બેજન**—વાત એમ છે કે તમારા આય સપર પુરા ધણીજી એરચ, અસલથી લફંગાઇની તાલીમ લઇ ચુકયાછ. તે અઢાર વરસની ઉમરે ઘરમાંથી નાસી ગીયા. કહાં કહાં રખરી રજરીને આરતીસ વરસની ઉમરે તમારી સાથે જંબુસરમાં પરણીયા.

**ગુલા**—હા, કમનસીબે હું એના હાથ ઉપર ફસી.

**બેજન**—અહીં મુંબઇ ચાલી આયા કે બીજે દાહડે, અમારા ઘેરના પડોસી મેહલાસાએ મારા શેઠને બોલાવ્યા, ને હુંબી સાથે ગયેલો. મહેલાશાહ ઘડીપળ ઉતા, મેહલાશાહએ તેહેમીનાનો હાથ મારા શેઠને આપીને કહયું, કે આય છોકરીને જાળવજે, સુખી કરજે, એનો હવાલો તુંને સોપુછ–એ તારી–તારી–એટલું બોલી બીચારો મરી ગીયો !

**ગુલા**—મહેલાશાહે જે તારી–તારી કરીને છેલ્લાં બોલીયો તેનો મીનીંગ શું ?

**બેજન**—કોણ જાણે ! તે તો જણાયુંજ નથી.

**ગુલ**—મરતા માણસે આપેલા એ પવીત્ર હવાલાનો એ આવો લાભ લેછ ! ધીક્કાર છે એની ઉપર. !

**બેજન**—હવે એને સપાતામાં સપરાવીએ, ખુલ્લો કરીએ !

**ગુલ**—નહિ, એની બાજીમાં આપરે એને હાર આપશું, એને મોંડેજ પસતાવો કરાવશું ! એને ઠેકાણે લાવશું, એને સુધારશું, ભલો બનાવશું.

**બેજન**—પણ એ સુધરવાનોજ નથી. એ તો પાપીનો પાપીજ રહેશે !

**ગુલ**—નહિ, તું ભુલેછ ! એક એવી જોરદાર શકતી છે કે જેનાથી એ તાબે થશે, એ માહત થશે. હું એને ચાહવુંછ, ખરાં જીગરથી ચાહુછ, પણ એને સુધારીને પછીજ પાછો મારો ગણુશ !

**બેજન**—તે જોરદાર શકતી તે વળી શું છે ? કોઈ બાહમને મંત્રીને માંદરીયું આપીયુંછ કે ?

**ગુલ**—અજબ પ્રકારની બુલંદ મરતાબાની ખુદાઇ કરામતીની તે શકતી છે ! પાટકીને જે નરમ નાજુક બનાવે, સીતમને બદલે

જે કરમ સમાવે, જુલમને બદલે જે મેહર વરસાવે, જફાને બદલે જે વફાને ઉભાવે, તે બલવાન ગેબી ખુદાઇ હથીયાર છે, તે મોહબત છે–પ્રીતી છે પ્યાર છે!

**બેજન**—બા આપરે કંઇ એવું સમજતા નથી, આપરા તો એવો કાયદો છે કે,

ધાટકીને બાત એક તતરાવી દેવી,
સીતમગરને સોલતીંગ ભભરાવી દેવી,
ખારીલાની બત્રીસી ખખરાવી દેવી,
જુલમી ને મુકકી કકરાવી દેવી,
બદમાસને ધપા બે ભારી લેવા,
એક ધોંસા બદલે ચાર મારી લેવા.

**ગુલ**—નહિ–નહિ! એ હુલડઇ ભરી રીતી છે! કલે વલે કામ લેવાનું છે. સાકરથી મરે તો ઝેર શા માટે દેવું? પેલી છોકરીને આપરે બચાવશું, ને એને આપરે સુધારશું. ચાલ આવ મારી સાથે.

(બંને જાય છે)



# અંક ૧ લો.



## દેખાવ ૪ થો.



એરચનું ઘર. (એક ઓરડો. તેહમીના ગાતી બેઠી છે.)

ગાયન ૬ ઠું.

કીસમતની કરામતમાં, આફતનો છે ભેલ,
ગમ વગર આદમ નહી, એ છે કુદરત ખેલ.
લીધો જન્મ જો જહાનમાં, સુખો ને દુઃખો સાથે મળશે,
જહાનના આ મકાનમાં, છઠ્ઠીના લેખો જરૂર ફળશે.
સુંદર બાગનું હો તું ગુલ, મધુર બોલતું હો બુલબુલ,
ભલે હો તું બીયાબાનમાં, આખર કાંટાથી ઘાએલ થશે.
જેથી ભલાઈ નેકી કરો, રબનું નામ જબાં પર ધરો,
તો આ જુઠી જહાનમાં, દરેક આફતો જરૂર ટલશે.

**તેહમી**—મને સમજ પડતી નથી. આએ એરચશાહ મને અહીં લાયો ને કેહે જે કે એના ઘરમાં માય-બેહન સઉ છે, પણ અહીં તો કોઈ મલે નહિ? રખેને કંઇ ખોટી મતલબ હોય, ખોદા મારી સરમ આબરૂ રાખે! (એરચ અને બેજન આવે છે.)

**એરચ**—દીકરી તેહેમી, આએ ઘેર તુને ગમેછ કે?

**તેહમી**—ઘેર તો ગમેછ, પણ તમારાં માયજી ને બેહન કાંહ છે? મને એખલી અટુલી આય ઓરડામાં રાખી કાંય?

**એરચ**—જોની તેહેમીના, અંહી તો માયબી હું, બેહનબી હું, ને ભાઇબી હુંજ.

**બેજન**—(મનમાં) ને કસાઇબી તુંજ!

**તેહમી**—હું નહિ સમજી-તમે શું કેહોછ?

**એરચ**—અરે એમાં સમજવાનું શું છે! અહી હુ છેઉ ને તું છે. બેઉ જણાં ગમત કરીયા કરશું ને માય દીકરાં રમીયા કરશું, આય મારો નોકર બેજન તારી ખાતરદારી કરશે, ને મારી ખીદમત કરશે.

**બેજન**—(બે હાથ મસલીને) તારી ખીદમત કરવા મારા હાથ ચવરી રહયાછ રે યાર.

**તેહમી**—તમે ખુલાસાથી કેહવો-મને તમે અહી લાયા શું કામ?

**એરચ**—મોજ કરવા, મજા કરવા, ખાઈ પીને અમન ચમન કરવા? મારો એજ વિચાર છે કે ખાઈ પીને ખુબ મોજ કરવી.

બેજન—(મનમાં) ને પાપની ગાસડી બાંધવી?

તેહમી—મને અંહીથી જવા દેવ, તમે જો એખલા રહેતા હોવો તો મારે અંહી રહેવું નથી.

એરચ—એખલો છેઉં તેથી તો કોઇની જંજાલ રેહશે નહિ. ચાલ આવ, મારા ગુટન પર બેસ, આપરે અંગ્રેજી ઢપે પ્યાર કરીએ.

બેજન—(મનમાં) સીનેમાં જોઇને શીખી આવેલો લાગેછ, આય અંગ્રેજનું મોહનું જોયુંની, જાણે ચીનાઇ વાંદરો!

તેહમી—એવું બોલતાં તમુને શરમ નથી આવતી? મને તમે દીકરી કહીને, દીકરી સમાન રાખવાનું કહીને અહીં લાવીને, આવી વાત કરોછ?

એરચ—એતો કોઇ વાર દીકરી તો કોઇ વાર સ્વીટહાર્ટ, ને કોઇ વાર ફાધર તો કોઇ વાર લવર!

બેજન—(મનમાં) ને તું કોઇ વાર ધાટકી તો કોઇ વાર ખાટકી!

તેહમી—નાચાર, લાચાર, ના વારસ છોકરીને આવી રીતે પજવતાં સતાવતાં તમોને લાજ સરમ નથી ઉપજતી!

એરચ—લાજ ને સરમ શું છે તે મેં આજ લગન જાણ્યું નથી!

બેજન—(મનમાં) ને મોઢાંપર નાંખઅી નથી. ફક્ત ખુપરો છે.

તેહમી—ધીક્કાર છે તુંને! આવી પાપી ધારણા રાખેછ! ખુદાનો શું ડરખી નથી?

એરચ—હવે ડાહી થા, ને હું ગુપચુપ કહેવું તેમ કર, અગર નહિ તો—

તેહમી—નહિ તો શુ કરશે?

એરચ—શીતમ કરશ, જુલમ કરશ, મારા ગલાંમાં હાથ નાંખવાની ફરજ પાડશ.

તેહમી—શુજમાં રેહજે,

ગરીબ છું, મોહતાજ છું, લાચાર છું,
પણ સાબુત છું, સાચ્ચી છું, યકીનદાર છું!
બદચાલ થવા આગાઉ જીવ મારો આપી દેવશ,
હાથ ગલાંમાં નાંખવા અગાઉ હાથ મારા કાપી દેવશ.

એરચ—સમજી જા, ઘણી હઠ નાં કર, કેદ કરશ તુંને કીલ્લેએ માઝનદરાન તે યાદ રાખ.

**તેહેમી**—કીલ્લો તોડનાર રૂસ્તમ પેહલવાનને યાદ રાખ!

**એરચ**—શેહતાંન બનશ, શેહેતાન સમ મારા ગુસ્સાને યાદ રાખ!

**તેહેમી**—ફીરૌન છે તો હઝરતે મુસાને યાદ રાખ!

**એરચ**—સ્ત્રી ઉપર મર્દની સરસાઇને યાદ રાખ.

**તેહેમી**—મા બેહેનની ભલી મોટાઇને યાદ રાખ.

**એરચ**—રાજ મારૂં છે, મારી તાકાતને યાદ રાખ,
જરનું જોર બળવાન છે, એ વાતને યાદ રાખ!

**તેહેમી**—કાતીલ કીનો લેનારી કુદરતને યાદ રાખ,
કરણી તેવી ભરણી એ કહેવતને યાદ રાખ.

**બેજન**—(એરચને પોતાની બાજુએ ખેંચી) અરે એ તમે શું બધો ગોંટાળો કરોછ?

**એરચ**—કામ બધું બગડી જાયછ!

**બેજન**—તો લેવોની હું સુધારી આપું ને પાર ઉતારી આપું.

**એરચ**—પણ તે કેમ? એ તો માંનતી નથી! બધી મારી આશા ઉમેદ ઉંધી વળી જાયછ!

**બેજન**—(મનમાં) એક તો આશા ઉમેદ ઉમદા પડી! (મોટે) તમે એમ ફફડી ચટકીને બુમ બરાડા પાડો તેથી કોઈ બછરી સમજે કે?

**એરચ**—પણ ત્યારે કરૂં શું? કંઇ ઉપાય દેખારની?

**બેજન**—ભેટ આપો-સોગાત આપો-ઘરેણાં આપો, ગાંઠાં આપો ને લલચાવો. એવુંબી તમને નથી આવડતું?

**એરચ**—હા-હા-એ ઠીક છે. એ ઉપાય ઠીક છે! હું હમણાજ દોડતો જાઉછ ને સુનાની બાંગડી ખરીદી લાવુંછ.

**બેજન**—હા-હા-એમજ કરો. બાંગડી સાંકળી લઇ આવો. (મનમાં) આખરે બાંગડાં સાંકળાં પેહરવાનોજ તારો વખત આવશે!

**એરચ**—તું સંભાળતો રહેજે, બારણું બંધ કરીને અહીજ બેસી રેહેજે, એને જવા દેતો ના. હું અરધા કલાકમાં આવી પુગુંછ.
[એરચ દોડયો જાય છે.]

**બેજન**—(મનમાં) બાંગડી સાંકળીબી ઉધાર લાવશે, ને નહિ તો સોનીની દુકાનેથી તરફ્ડાવી લાવશે.

[ તેહેમીના જમીનપર ગુથણ પર પડીને
દુવા ગુજારે છે. બેજન એક બારણું
ઉંઘાડે છે. ગુલાં આવીને ગુપચુપ
તેહેમીનાની પછવાડે ઉભી રહે છે. ]

**તેહેમી**—મદદ તું દે મારો હાથ લે-સંકતની વચ્ચે થા, મારો રાહબર,
કરમ તું કર-જીત મારૂં તું ધર,
કર નાચારી હાલતપર રહેમી નઝર.
દેખાડ તુંજ વ્હાલ-આફતને ટાલ,
બદફેલી બાજીની તોડજે અસર,
ઓ રહેમવંતા બાપ, હીંમત તું આપ,
દુ:ખોને ખમવાની દે તું સબર.
ધર મારી તું દાજ, રાખ મારી તું લાજ,
નિતીના માર્ગપર આગાહ તું કર.
મારી વાહારે તુ આવ, કોઇ મદદગાર લાવ,
ગરીબપર ગેબી નિગાહ તું કર.

**ગુલ**—ખોદાએ તારી અરજ સાંભરીછ.

**તેહેમી**—(ચોંકીને ઉભી થઇ) કોણ? તું કોણ?

**ગુલ**—એક મદદગાર!

**તેહેમી**—તમે કાંય આયા?

**ગુલ**—તુંને મદદ કરવા.

**તેહેમી**—તમુને કોણે મોકલીયાં?

**ગુલ**—પરવરદેગારે.

**તેહેમી**—તમે મને બચાવશો? મારૂં સંકત તાલશો?

**ગુલ**—તારનાર ને બચાવનાર તો પરવરદેગાર છે! બંદી તો ફક્ત તેનું હથીયાર છે. ચાલ જલદી કર. હું કેવું તેમ કર.

**બેજન**—હા-હા-ઉતાવળ કરવી જોઇએ. હું ખુરસીપર બેસુછ, તમે બેઉ જણાં મને બાંધો.

[ બેજન ખુરસીપર બેસે છે, ને તેના
હાથ પગ ગુલાં બાંધે છે જે દરીમ્યાન
વાત ચાલે છે. ]

**તેહેમી**—પણ તમે કોણ છેવ તે મને કહેશો નહિ?

**ગુલ**—વખત આવશે ત્યારે સઉ ખુલાસો થસે.

**તેહેમી**—હું તમારો કેમ આભાર માનસ?

**ગુલ**—આભાર માનવો હોય તો એજ કે હાલ તરત તારે આય બનાવ બાએ ચુપજ રહેવું.

**તેહેમી**—આય પાપીને ખુલ્લો નહિ કરૂ? ફસવા નહિ કરૂ? એને ફેજે નહિ પુગાઈ?

**ગુલ**—નહિ, હાલ તુરત તો કંઇજ કરવું નહિ, વખત આવસે ત્યારે સઉ થઇ રહેશે, એજ મને કબુલાત જોઇએછ, તે તું આપસે!

**તેહેમી**—પણ ત્યારે એ બદજાત પાપી—

**ગુલ**—ચુપ, છોકરી ચુપ! બદજાતની બાજી તુટીયા વિના રેહતી નથી, પાપીની મટકી ફુટીયા વિના રહેતી નથી! હું ભલી ધારના રાખુછ એમ ખાત્રીથી માનજે, તારૂં ભલુજ કરવાની મારી મકસદ છે!

**તેહેમી**—તમે કેહોછ તે હું માનુછ—તમે કહેશો તેમ કરશ—ચુપજ રહેવશ. હું વચન આપુછ, આએ બાબતનો એક હરફબી કોઇને કેહવશ નહી.

**ગુલ**—હવે ચાલી જા. નાહસ અંહીથી. આય સૅાલ ઓધી લે, ને આય છત્રી ઉઘાંડીને આડી પકરી ને ચાલીજા.

**તેહેમી**—હું જાંવુછ. સેવાસદનમાં જઇ ને આશરો લેવુછ. બાઇ, બાઇ, તમે આજે મને ખરૂ જીવતદાન બખસ્યુંછ!

**ગુલ**—મેં કહયું તેમ બખક્ષનાર તો ખોદાછે! જા તારી પર નજર રાખતી રેહેવસ ને તું સુખી થાય એવુજ હુ કરતી રહેવસ.

(ગુલના હાથપર ચુંમી લઈ તેહેમી નાહાસી જાયે છે.)

**બેજન**—(હસીને) એરચ આવશે ને મને આવે અવતારે જોઇને કપાલ ફુટશે ત્યારે મને ઘણુજ હસવુ આવશે. અગાઉ એની દગાબાજી ને ઠગાઈમાં ભાગ લેનાં મને ગમત ઉપજતીતી, પણ હવે એને ખીજવવાંમાં મને રમુજ ઉપજેછ.

ગુલ—એમ ના બોલ, એના હરેક નવાં કરતુક જોતાં મને વધુ ને વધુ દુઃખ ઉપજેછ! ખોદા કરે ને મારી ધારનામાં હું પાર પડું! એને સુધારૂં, સુધારીને મારા જીગરમાં દાબું. હું હવે છુપઇ ને તમાસો જોયા કરસ. (ગુલા છુપાય છે.)

બેજન—ખોદાનોબી શુ ખેલ છે!

એક તરફ ખરી સાચી મોહરદાર વફાદાર છે,
બીજી તરફ બેવફા ખાવંદ નાપેકાર છે!
એક તરફ નેકી ભલાઇનો ભંડાર છે,
બીજી તરફ માટી બદફેલ બદકાર છે!
પણ ભુંડાને ભલાઇ પર એ લાવશે જરૂર,
એકીનદારની યુકતીબી ફાવશે જરૂર.

(એરચ આવેછે.)

એરચ—અરે બારણું ઉઘાડું કેમ! એ તારા શું હાલ?

બેજન—એ મારા હાલ અવતાર!

એરચ—વલી તું કોમીક કરવા બેઠોછ કે!

બેજન—અરે કોમેડી નથી-બધી ત્રેજેડી થઇ ગઇછ! તમે મને છોડોને?

એરચ—(છોડતાં, છોડતાં) પણ તુંને બાંધીયો કોણે! તું બંધાયો કાંય? એ બધું શું થયું?

બેજન—તમારા ને મારાં નસીબના ભોગે એ બધું થયું!

એરચ—પણ કંઇ સમજ પાડશે? તેહમીના કાંહા ગઇ ને તુંને બાંધીયો કોણે?

(સાઇડ બોરડપરથી બેજન એક રીવોલવર ઉંચકે છે.)

બેજન—આય રીવોલવર તમે આય ખાનામાં મુકેલી કે?

એરચ—હા, હા, મેં મુકીતી. તેનું શું—?

બેજન—તમે મારા શેઠ નહિ હોતે તો હુ તમુને કેહેતે કે તમે મોટા ગધેડા છેવ.

એરચ—કેમ બચ્ચા છેકજ ફાસત ચાલીયો કે?

બેજન—અરે અંહી બધું રસો થઇ ગીયુંછ! તમે ગીયા ને પેલી દુકતીએ ખાનાંમાંથી રીવોલવર કાહરી ને કહ્યું કે તાબે થા નહિ તો ભેજું ભાંજી નાંખશ.

**એરચ**--પછી, પછી!

**બેજન**—પછી તાબે થયો !

**એરચ** -અરે બેવકુફ, બાયલા! તાબે શાનો થયો!

**બેજન**—તાબે નહિ થાતું ને કોટલુ ઉડારવા દેઉ!

**એરચ**—હુ તુને મદદ આપનારો કેવો ઉતો.

**બેજન**—માથું ઉડી ગીયા પછી તમે શું મદદ આપતે! ચારમ-માસીસાની બાજ ભનાવતે કે થોરી ઘણી પપેત ભણતે!

**એરચ**--તું તાબે થયો પછી શુ થયુ?

**બેજન**--મને કહેછ કે બેસ ખુરસીપર! ને હું બેઠો ને પછી મારા હાથ પગ બાંધીયા, ને બાધતા બાંધતા બોલી કે તારો શેઠ ચોર, ચંડાળ, મુજી, ઘાતકી, પાપી, હેરેમન શેતાન છે! (મનમાં) હું બી એ મસે થોરી ઘણી સરસવતી ભણી લેવુની! (મોટે) ને કેજે કે તારા શેઠનાં એવાં કરતુક છે કે આખરે ખરીયા મુડી થઇ જશે,

**એરચ**--વારૂં-વારૂં-એમ બોલી ને તેમ બોલી કરતો, પછી થયું શુ?

**બેજન**—પછી હસ્તી રમતી કુદતી ચાલી ગઈ ને પોતાની છત્રીને સોલખી લેતી ગઈ, ને હુ બાંધાયલો રૂંધાયલો અહીં બેસી રહેયો.

**એરચ**—છત્રીને સોલ લેતી ગઇ તેની સાથે આપરૂં ઘેરબી ખાલી કરી જતે.

**બેજન**-તો હું બેસીને જોયા કરતે (મનમાં) ને મને વધારે ગમત ઉપજતે.

**એરચ**—તેં પકડી કાંય નહિ? પીસ્તોલ એના હાથમાંથી જુતાવી કાંય નહિં?

**બેજન**-લેવ, રાજા બોલ્યા ને દાહાડી હાલી, તમે તો એમ કેહશો કે વાઘ કરડે તે અગાઉ તેના દાંત પકડીને પાડા કાંય નહિ નાંખ્યા? મારા હાથ પગ ધ્રુજી ધરકી રહેલા તે પકડું કાંહ ને જુતવુ કાંહ?

**એરચ**—સુના જેવો લાગ હું ખોઇ બેઠો!

**બેજન**—(મનમાં) બાપડો ખારાં પાણીએ મોનું ધોઇ બેઠો

**એરચ**—પાછી એને પકડવાનો ઉપાય નહિ લાગે?

**એજન**—(મનમાં) એ તો હાથનાં કીધાં હૈયે વાગે!

**એરચ**—તું નકામો બીધો. આય રીવોલવર તો ખાલી છે! એમાં બુલેત્સ છેજ નહિ?

**એજન**—એમ? તાહરે તો તમે, મારા શેઠ નહિ હોતે તો હું તમુને મોટા ગધેડાજ કેવાનો હતો, પણ આય સાંભલવા પછી હું એમ કેહેતે કે તમે બેવકુફ હજામડા છેવ.

**એરચ**—ઘણી લાંબી કતકત કરેછ કે?

**એજન**—તો નહિં કરૂં? તમે મને ચેતાવવો હતો કે રીવોલવર છે ને બુલેત્સ નથી, તો પછી હું બીહીતે નહિ અને ખરા બાહદુર પહેલવાન મરદની કાની સામે થતે.

**એરચ**—વારૂ, એ ગેઇ કેની તરફ?

**એજન**—તે હવે હું શું જાનું? ભીતની આરપાર કંઇ દેખાય? ભીંત તે કંઈ કાચની છે?

**એરચ**—જો પાછી પકડી લાવું તો મારો બેડો પાર છે!

**એજન**—(મનમાં) તેને પાછી નસાડવા બંદો તઇયારછે.

**એરચ**—આપરે સોધશું-અહીંજ કેઠે નજદીકમાં હોશે. દુર ગઈ નહિ હોય. તું એની તરફ દોડ હું પેલી તરફ દોડું. સપાટામાં સોધી કાહડસું

**એજન**—(મનમાં) નહિ તો પછી માથે હાથ દઇને રડશું.

(બંને દોડે છે.)



# અંક ૧ લો.



## દેખાવ ૫ મો.



### એક રસ્તો.

(ગુલ આવે છે.)

**ગુલ**—એ તેહેમીની દેખરેખ રાખવી જોઇશે! ભલી છોકરી છે. ગુણવંતી છે, ને વળી યકીનદાર છે આય સામેના ગારડ નમાં એ ગઈ ખરી. કોઇનો ખાંનગી બંગલાનો બાગ લાગેછ

[ગુલ જવા માંડેછે, તેટલાં અંદરથી અવાજ આવે છે જે સાંભલીને ચોંકીને ઉભી રહી જાય છે.]

**બરજોર**—(અંદરથી) એ એરચ મુનસી ઘણો દગાબાજ છે એવી મારી ખાતરી થઇછ.

**ગુલ**—એરચ? વલી આય નવી શું ખટપત છે?

[ગુલ છુપાય છે ને ડુરગાશંકર વકીલ તથા બરજોર દલાલ આવેછે.]

**ડુરગાશંકર**-વેલ, જો તમે બરાબર મુડડો રજુ કરશો તો એ એરચની સામે વોરંટ કહાડી શકાશે.

**બરજોર**—મુદડો તો સાબુત છે. વકીલ સાહેબ, જોવ આય દસ્તાવેજ. મેં તો ધારીયું કે એ ખરેખર બેરોનેટનોજ દીકરો હોશે પણ એને શકી ખોટીજ કાધીછ! રૂપીઆ ત્રણ હજાર મારી પાસેથી ઉછીના લીધાને આય ચીઠ્ઠી પર ખોટી સહી કરી આપી.

**ડુરગાશંકર**-પણ મી. બરજોર દલાલ આય વાઉચર ઉપર સહી કીધીછ તે કોણ?

**બરજોર**—એ વલચર ઉપર.

**ડુરગાશંકર**-વલચર નહિ—વાવુચર બોલો—દસ્તાવેજ બોલો!

બરજોર—એ દસ્તાવેજ ઉપર એના નોકર બેજને બીલાડું ખેંચી આપ્યુછ. બેઉ એવા ત્રીમ લાક થઈને આવેલા કે મેં તો એમને મોટે ઘેરના લખપતીજ ધારીયા.

દુરગાશંકર-પણ બેજને તો પોતાનું ખરૂંજ નામ લખ્યુંછ.

બરજોર—પણ દુરગાશંકર, શેઠ તમે એમ નહિ વિચારતા કે બેજને જોયું હોશે કે એના શેઠે ખોટું નામ લખ્યું. શેઠને ચાકર બેઉ સંડોવાયછ.

દુરગાશંકર-એણે તમારી સાથે ઠગાઈ કીધી એમ તમુને કયારે જણાયું ?

બરજોર—મને એકાએક મદ્રાસ જવાનું થયું, ને હું મદ્રાસ ગીયો તેજ દહાડે મારા દોસ્ત મેહ્લાશાહ કાપડયાને મલવા ગયલો. ને મેલાશાહે એ એરચને લગતી ને એના સગા વહાલાને લગતી બધી ખબર મને આપી. હું મદ્રાસ ગીયો ને પાછો આયો તેટલાં તો મેલાશાહ ગુજરી ગયલા ! એ એરચની બધી વાત હું જાણુતેજ નહિ પણ મેહેલાસાથી મલેલી.

દુરગાશંકર-ઠીક છે, તમે એ દસ્તાવેજ ઠાવો તમારી પાસે રાખો. કાલે એ વિષે આપરે બરાબર વાત કરશું. હમણાતો મને કોરટમાં જવાનું છે. તમે કાંહ રેહોછ ?

બરજોર—અંહી મટુંગામાંજ, કાસમ મરઘી ચોરની ચેલીપર.

દુરગાશંકર-મેં તે ચેલી જોઇછ, કાસમ મારો કલાયંટ થાયછ.

બરજોર—(મનમાં) દુરગાશંકર વકીલના ઘરાકોબી નામીચા લાગેછ ! (મોટે) એ ચેલીની નીચે ઈંડું પાનવાલાની દુકાન છે ને તેની બરાબર ઉપર હું રેહુંછ. તાંહ કોઇને પુછશો કે બરજોરજી દલાલ કાંહા રહેછે તો નાહ્લું બચ્ચુંબી દેખાડશે.

દુરગાશંકર-એ છકુનેબી હું ઓરખુછ. ચોરીનો માલ રાખવાના આરોપ સર એને ઉભો કરેલો, ને છ મહીના મોકલેલો ત્યારે મેંજ એનો બચાવ કીધેલો.

બરજોર—(મનમાં) બચાવ એવો કીધો કે બાપડો છ મહીના ગીયો.

દુરગાશંકર-કાલે સવારે તમારે ઘેર આવસ ને તાંહ આપરે બેસીને બધી વાત કરશું. હમના તો મને ફુરસુત નથી.

[બંને વાત કરતા જાયછ. ગુલ બહાર આવેછે.]



કોલી અને ભાણકી
"ગરીબાઈમાંની મોહબતની મજાહ"

**ગુલ**—એરચનું આય નવું ખોતારૂં! કેવો દગલબાજ છે! પણ હજીબી કેવો પ્યારો છે! ખુદા, ખુદા મારી ઉમેદ પાર પાડજે-મારા પ્યારને લાયકનો એને બનાવજે!

(એજન આવેછ.)

**એજન**—ગુલબાઇને કેહવું કે કામ બરાબર પાર ઉતરી ગીયું.

**ગુલ**—મેં બધું સાંભળીયુંછ ને જોયુંછ. તેહેમીના એમ ગઇછ આપરે તેની પુઠે જઇને તપાસ કરીયે.

**એજન**—હા ચાલો.

**ગુલ**—ને પછી બીજું અગતનું કામ કરવાનું છે. બરજોર દલાલ ને લખી આપેલી રૂપીઆ ત્રણ હઝાર ની ખોટી ચીઠ્ઠી—

**એજન**—અરે બાઈ-બાઈ-એ તમે કેમ જાણયું?

**ગુલ**—ખોદાએ જણાવીયું. તેનો ઉપાયબી કરવો પડશે, કમબખતો તમે કેવાં કામ કીધાં!

**એજન**—બચાવજો, ગુલબાનું મને બચાવજો, હું તમારે આસરે છેઉ!

**ગુલ**—ચાલ મારી સાથે, પેહલાં તેહેમીનાને તપાસવાની છે, ને પછી આય ચીઠ્ઠીની વાત.

(બંને જાય છે.)



# અંક ૧ લો.

## દેખાવ ૬ થો.

### કુંવારાઓનાં મંડળવાલું મકાન.

ઘરની બહારનો દરવાજો.

[ દરવાજાપર પાટયું મારયું છે કે
મેશર્સ દોલી, સોલી, જોલી ની કુંપની.
સ્ત્રીઓને અને કુતરાઓને દાખલ
થવાની સખત મનાઇ છે. ]

**કોલી**—નવો શેઠ જોલીબા આયવો તી વારથી ગમત ઠીક થાતી દેખું ? ગાય ને વજારે એવું કે જાને ઉહુંબી નાસવા પરી જાતું છું, ગાઉં છું ? હા ઘેરે બેંછ જોગીકા, જોગીના ઘેરમાહી બેંછ આવેલી તીનું ગીત છે, (ગાયછે ને નાચેછે) ઘેર મહી બેંછ જોગીકા–અમે તો સાહ પીવા આયવા તેરા તાજા હલાવાને ખુબ દબાયવા.

[ નાચેછે તેટલાં દોલી બાહર આવે છે ]

**દોલી**—એ વંડોરાની કાની કુદકા કાંય મારતો હોશે ? અરે કોલી ઓ કોલી, એ તુને શું થઇ આયુંછ ?

**કોલી**—છેઠ, એ મુને થીઈ આવેલું તેની છાઠે તમુને ને છોલી છેઠનેબી થીઇ આવેલું છે !

**દોલી**--તે શું હું ને સોલી વાંદરાની કાની કુદકા મારીયેછ ?

**કોલી**—આપરો નવો શેઠ જાલુભઇ ગાય ને વજારે તી વારે કેવી ગમત પડે ?

**દોલી**—હા. ગાયછ તાહારે તો ઘણીજ ગમત પડેછ. એ જુવાન છોકરો એવું ગાય વજારેછ તાહરે એની મજા લાગેછ, તો એક મઠા હલકની ખુબસુરત બઈરી જો ગાતી હોય– (દોલી ચુપ રહી પોતાનું મોહડું દાબી દે છે.)

કોલી—કોઇ બઇરી ગાય ને તમે છાંભરો! ઓ રે મારા બાપ!

દોલી—હું તો એમ કહેતો તો, કે કોઇ બઇરી ગાતી હોયે તો આપુને ઘેર છોડીને નાસી જવું પડતે! (મનમાં) મારાથીબી શું આટો બફઈ જતો તો.

કોલી—તે છાચ, તમે આજે ઘણા ઇછિકી મીછકી થીએલા તે કીયા લાલ્યાનાં લગનમાં જાતા છે.

દોલી—લગન? અરરર, એ શું બોલ્યો! લગનમાં આપરાથી જવાયકે! લગનમાં જઇએ તો લગનને ઉ-તેજન આપેલું ગણાય (મનમાં) હમનાંતો નાંખે જીભ લગારવાની છે.

કોલી—હાંવે, આપરાથી લગન મંહી નીહ જાઈ છકાય. (મનમાં) આપરાં પોતાનાં લગન કરી છકાય.

દોલી—રેલ્વેવાલાએ નવાં વેગન બનાવીયાંછ તેબી જોતો આવશ.

કોલી—રેલ્વેવાલાએ વેંગણ છાતે ડોઘીબી બનાવ્યાંછકે?

દોલી—વેગન એટલે ગાડાં. તું નહિ સમજે. તું કેઠે જતો આવતો ના, કોઈ બઇરી નહિ આવે તે જોતો રહેજે

કોલી—બહુ છારૂં. (મનમાં) મારો વહાલો બાયકું પરણી આવછે, તે કોઇને પુછશેબી નહિ ને ચીઓ કીવો થાતોશે?

દોલી—(જતાં જતાં મનમાં) રખેને મારી પુઠે પુઠે આવીને મારો નાટક જોય!

કોલી—એ શાયલો, પયણુ બીહ બીહને, પાસું ફરીને જોતો કાંય હોશે!

(દોલી જાય છે. અને સોલી ઘરમાંથી બાહેર આવેછે.)

સોલી—જોરે કોલી, હું ટપાલ ઓપીસમાં મોસંબીનો ભાવ પુછવા જાંવુછ.

દોલી—ટપાલ ઓપીસમાં નારંગી ને મોછંબી વેસાતાં હોછે?

સોલી—નહિંરે, મકુંજે મોઝેમબીકની ટીકીટનો ભાવ પુછવા જાઉંછ.

કોલી—રેલવેલની ટીકીટનો?

સોલી—ઉંહ, ઉહ, ઉહ, ઉહ! ટપાલની ટીકીટનો. (મનમાં) નખોદ ગીયો છઅરડો થયાજ કરેછ!

કોલી—તે કી વારે આવછો?

સોલી—કલાકએક લાગશે.

**કોલી**—તે પથણુ કરીને ભાવ પુછવાનો ઓછે. ટપાલ આરીછ તો છાંમે. સપ કરતુકે પુસીને આવવાનું.

**સોલી**—એ જરા બહાર નીકલ્યા તે ફરી હરીને આવવાનું. એમ શાનો ચીપી ચીપીને પુછેછ? (મનમાં) કંમબખત કંઇ ચેતી તો નથી ગીઓ! (મોટે) લે ચાલ હું જાવુંછ. સંભાલીને રહેજે.

(સોલી જાય છે.)

**કોલી**—એ બેઉ છાડા, માંડા, ઓલ્યા દોલ્યા ફરતાતા, તે હવે ઈછકી કાંય થતા ઓછે! મારી ભાણકી આગલ હું જાવું, તી વારે ઇછકી થાઇને જાવા ગમે. એ બેઉ ઘરડાનીબી એવીજ મતલબ તો નીહ હોય? (જાલ ઘરમાંથી બહાર આવેછે.)

**જાલ**—ઓહ-શે-કોલી, તું છેકે? મારા પપ્પાને હું મલવા જાવુછ. એકુ કલાકમાં હું આવશ.

**કોલી**—બઉ છારૂં. વહેલા આવજો.

**જાલ**—કાંય! કંઇ કામ છે? કામ હોય તો જાવું નહિ, થોભું.

**કોલી**—નહિરે નહિ! હું તો અમછતો કેઉં. એ તો વહેલા આવજો કરીને બાંયડાં હમેછાં કેહ.

**જાલ**—બઇરાંઓની વરી વાત કીધી? મને નથી ગમતું.

**કોલી**—(મનમાં) ગમછે તીવારે પુસવાબી ની આવછે! (મોટે) છધાવો, હલ્લું રીને આવજો, ઉતાવલ રખે કરતા.

**જાલ**—દોરાબજી ને સોરાબજીબી બહાર ગીઆછ.

**કોલી**—હોવે, એક ગીઓ ઇમ ને બીજો ગીઓ તીમ! એક ગીઓ વેંગણાં તરકારીના ભાવ પુસાવા, ને બીજો ગીઓ નારંગી ફરૂતના ભાવ પુસવા.

**જાલ**—રખેને એ લોક તરકારીવાલી સાથે કે ફરૂતવાલી સાથે વાતચીત કરે.

**કોલી**—કદી નીહ કરે છાબ, કદી નીહ કરે! એ તો રછતામાં બાયડું મલછે તો ઉભી પુસરીએ બાંધેલાં ઉંદરડાંની કાની દોરતા કે પાસા આવછે.

**જાલ**—થીક, હવે હું જાઉછ. સાહેબજી.

(જાલ જાય છે.)

**કોલી**—દોલ્લો ને ડોલ્લો જયારેથી બાયડાનું નામ છાંભરે તીવાહે, જરી જરી હછે ! પયણ આ જાલભાઇતો બાયડાનું નામ છાંભરતા છછણી પરે ! હું ધારૂં કે ઘણો છછણાતો છે, તે પેહલો વીવાહ કરછે

(ભાણુકી આવે છે.)

**ભાણુકી**—અરે મારા કોલી, ઉંહ તીફ્રા ભરાઇને ઉભી રહેલી. ને જોયું કે કોઇ નહિ હોય તો તુંને મલવા દોડી આવું, પણ તારો એક છેઠ, બીજો છેઠ, ત્રીજો શેઠ, એમ એક એક પછી બકરાંના ગોવાલીઆની કાની આવીઆજ કીધા !

**કોલી**—હવે તો કોઇ નથી. બેછ, આપરે વાત કયેં.

[બેઉ બેસછે તેટલાં તેહમી તદનજ થાકેલી હાલતમાં છત્રીને શાલ લઇને આવે છે, ને ફસડાઇ પડેછે]

## ગાયન ૭ મું.

**ભાણુકી**—વાલમજી બેરકાં પેરાવજો-રે
છારી ચોલી રેછમની મંગાવજો—
ચુડલા બાલી, મોતીની કરાવજો-રે
કલ્લા સુડી છોનાનાજ લાવજો
હીરાની વીટી તો છછતામાં મરછે
**કોલી**—લગન કરવા કોઇની બેંક ફ઼ારવી પરછે
**ભાણુકી**—છઘલું જે માગું તે ગુપચુપ આપવું
**કોલી**—પઈછા લાવવા મારે કોણનું ખીછું કાપવું
**ભાણુકી**—માણેકની નઠની અપાવજો-રે
ઝાંઝર ઝમઝમ વાજતાં બનવાવજો—

**ભાણુકી**—અરે આ કોણ ? બાઇ છુંસે ?

**તેહમી**—પાણી ! મને પાણી આપો ! ઓ ખુદા !

**ભાણુકી**—દોરરે દોર, પાણી લાવરે એમ ઉભો રહીને જોય છેનો ?

**કોલી**—પણ એ તો બેછુધ થી ગીએલી !

**ભાણુકી**—ઓઇરે મારી માં. હવે કેમ થાછે ! ઉંસક-ઉંસક, ઇને ઘર મહિં લી જાઇએ ને હુવારીએ.

**કોલી**—પયન મારા ઘેરમાં બઇરાંથી ની જવાય.

**ભાણુકી**—હું ? માડી પરેલી બઇરીને નીહ લી જવાય, ને છાજીની કરાય? તું માનછ સે કે મુતડું સે ?

**કોલી**—પયન મારા છેઠ જાણુછે તો દવારો કરછે.

**ભાણુકી**—તારા છેઠને હું કેવું ને તુને છાતે! મુવો જેતા નીહ. બાઇ ઓય કરતી મરી જાછે, તો તારે માથે ને મારે માથે પાપ રી જાછે ! દયા ની આવતી ? આવી રૂપાલી સોકરીને મદદ ની આપે, મુવા તુ મનીખ નહિ પણુ ગધેરૂં ગણુાય !

**કોલી**—બાપુ તું ની છમજતી. છેઠ જોછે તો મારી પર તોફાન કરી લાખછે.

**ભાણુકી**—છેઠ, બેઠ હું કંઇ છમજવાની નીહ. ઉંસક નીતર તુંને પીખી લાખછ !

**કોલી**—તું નીહ છમજેરે. તું નીહ છમજે.

**ભાણુકી**—તું મુવો છમજતું પુસરૂં પરેલો, માંદુ કુતરૂ હોય તોબી તેને ઘર મંહી લીજીયે, ને માંદાં મનીખને ની લીયે ? જો મુંવો વાત લાયોછતે. મુવા ઉસશકેસકે ધપકરા લેઉ.

**કોલી**—શાલ બાપુ ઇમિતોઇમ

[ બેઉ જણાં ઉંચકીને તેહમીને ઘરમાં લઇ જાએ છે. ગુલાંને બેજન આવીને દુરથી તે જેયછે. ]

**ટાબલો.**

**ડ્રાપ.**



# અંક ૨ જો.



## દેખાવ ૧ લો.



જમુજીનું ઘેર.

(એક ઓરડો)

**જમુજી**—કોઇ વાર બળાપો થાય છે ને કોઇ વાર ચીડબી ચહડેછ, ને કોઇ વાર રમુજ ઉપજ્યાથી હસ્વુંબી આવેછ! એ આપરા ચીરંજીવી શીખીયા ભણ્યા પણ નાદાનનાં નાદાનજ રહયા ભણ્યા પણ જ્ઞાન નહિ એ કહેવત ખરી છે. આજે શેઠયા મલવા આવવાના છે. પાછો કરકો થયો હોશે તે પપા યાદ આયા. આવશે, પોતાની મેલ્લે ઠેકાણે આવી જશે, કહેવત છે કે વાબ્યા નહિ વળે તે હારીયા હરે.

(જાલ આવે છે.)

**જાલ**—ગુડ મોરનીંગ પપા ડીયર. કેમ છેવ, ડીયર ગવનર?

**જમુજી**—(જાલને કોટી કરીને) આવ બાવા, ભલે આયો ઠીક છેતું, તું કેમ છે? તારી તબીયત કેમ છે, દીકરા?

**જાલ**—ઓહ, હેલ્ધી એન્ડ હારતી. તેમાં તમુને જોઇને ઘણી ખુશાલી ઉપજી, માફ કરજો પપા ડીયર, એ ત્રણ દાહાડા મલવા અવાયું નહિ.

**જમુજી**—એ ત્રણ દાહાડે નહિ પણ સાત દાહાડે તમે પધારીયા તેનું કંઇ નહિ. અવાર નવાર આબ્યા કરજે. આજે પપાને યાદ કીધો તે કંઇ ખાસ કારણ તો નથી?

**જાલ**—એમ શું કરોછ. પપા ડીયર, મેં શું તમુને આજેજ યાદ કીધા! હું તમુને તો દર ઘડીએ યાદ કરૂછ, ને ખોદા આગલ દુવા ગુજારૂંછ કે તમે મારે માથે સદા સલામત રેહવો.

જમુજી—હેં કયુ-હેં કયુ-દીકરા જાલ? જીવતો રેહજે, મેં ધારયુ કે કંઈ તુને કહેવું હોશે, કે કંઇ માગવું હોશે?

જાલ—પપાજી ને કહેવુ કે વાત એમ છે કે—

જમુજી—કે ગજવું ખાલી થયુંછ.

જાલ—જરા એમબી ખરૂંછ તો.

જમુજી—તારી ચીઠ્ઠી મલી કે તું મને મલવા આવવાનો છે તેવોજ મેં તારે વરે બસો રૂપ્યાનો ચેક લખી રાખ્યો તો. લેવો, દીકરાજી લેવો, સારી રીતે ખરચજો.

જાલ—મચ ઓબ્લાઇજડ, ડેડી ડીયર?

જમુજી—એ સરકારી કંનત્રાક આપરે મેળવ્યાંછ, આપરાં ટેંડરબી પાસ થયાંછ. એ કામ બે મહીનામાં ચાલુ કરવાનાં છે.

જાલ—ઘણું સારૂ પપાજી. અગાઉની માફક હું દરરોજ સવારથી સાંજ સુધી ઓફીસમાં આવ્યા કરશ તમે મારે ભરોસે રહેજો.

જમુજી—પણ પછી તમારાં પેલાં કુંવારાં મંડળનું કામ બગડી જશે તો! એ મંડળથી તો આખી દુન્યાનું તારણ થઇ જવાનું છે. એ બધું જાણીને અમેરીકાવાલા ને યુરોપવાલા ત્રાહે ત્રાહે કરવાના છે.

જાલ—પપા, તમે એમ જોક કરીને એક આવી મોતેબર નેમ ને તોડી શું પાડોછ જો!

જમુજી—કાંહ તોડી પાડુંછ, બેટા? હું તો દરરોજ એવું વાંચવાની ઉમેદમાં પેપર ઉંઘાડુછ, કે તમારાં મંડળમાં બીજા પાંચ પંદર હજાર મેમબરનો વધારો થયો હોશે. અને હજારો માણુસો કુંમારા રહીને સુખી થઇ ગીયા હોશે.

જાલ—ઠીક છે-ઠીક છે-કરો મશકેરી. એટલું તો ખરૂં કે હું કોઇ આડે રસ્તે તો જતો નથી.

જમુજી—ને એટલુંતો ખરૂં કે તમુને ખરો રસ્તો સુજતો નથી.

જાલ—પણ બેઆબરૂ જીંદગી ગુજારતો તો નથી!

જમુજી—તેમ સંસારી આબરૂદાર જીંદગીની તુંને સમજબી નથી.

જાલ—મેં તમારા પઇસા કોઇબી ખોટી રીતે ઉડાવ્યા નથી.



જમુજી અંને જાલ.

"કાચ્ચી સમજ વીરૂધ્ધ પાકટ અંનુભવ."

By appointment to H. E.



# The Governor of Bombay.

## કૉફી          પેસ્ટ્રી

માટે જાણીતી          માટે જાણીતો

## જેમ્સ પીયર્સની કૉફીનું

**એક કપ પીધાથી દીલને ખુશ કરી તાઝગી બક્ષે છે.**

**જરૂર એક રતલ ખરીદી જુઓ.**

**હમારે ત્યાં બીઅર, સ્ટાઉટ, પોર્ટવાઇન, વ્હીસ્કી, બ્રાન્ડી વીગેરે દારૂ સોજામાં સોજી જાતના, મારકીટ કરતાં પણ કીફાયતે મલે છે. જરૂર ટ્રાઇ કરો.**

**જમશેદી નવરોઝ તથા શુભ દીવસો માટે**

ચીકન પાઇ—આમન્ડ પુડીંગ—દક બફાડ—વેનીસીયન—
(તાજું શીકાર કીધેલું) હરણના ગોશનાં બફાડની
વરદી નોંધાવો.

# જેમ્સ પીયર્સ કુાં૦

## પ્રીન્સેસ સ્ટ્રીટ, ધોબીતલાવ—મુંબઇ.

ટેલીફોન નં૦ ૨૫૫૯૯૮.

પ્લીઝ નોટઃ—હમારી એક પણ બ્રાન્ચ નથીજી.

જમુજી—તેમ તે ખરી રીતે ખરચતાં તુંને હજી આવડતું નથી.

જાલ—હું એવું કામ નથી કરતો કે તમુને એમ લાગે.

જમુજી—ને તમે એવું કામ નથી કરતા કે જેથી મને શોભા લાગે. સઉ લોક કહેછ કે દીકરો આવો ચરેલો છે તો બાવાજીબી એવાજ ચકાશેલા ચોકડોલ હોશે.

જાલ—ચરેલો છેઉં, ચકડોલ છેઉં, ચકકર છેઉં પણ ચંડાળતો નથી? હું ચાવું મારતરતો નથી? ચોરી ચપાટી તો કીધી નથી! કોઇની હસીને લાયક તો થયો નથી?

જમુજી—તેમ કોઇના વખાણુને લાયકબી થયા નથી.

જાલ—હું તો ફકત કહેવુછ કે જે માણુસે લગન કીધા હોસે તેને ડહાપણુ વાપડીયું હોસે નહિં.

જમુજી—તમારા પપાએ લગન કીધેલાં તે ડાહપણુ નહી થયું, મુરખાઈ દેખાડી, ખરૂં કેની?

જાલ—પપા તમે એમ પરસેનલીટીપર કાંહ જવોછ જો? હું તમારે વરે સંપુરણુ માન ધરાવુંછ, ખુદા સાહેદ છે. હું તો એમ કેહવુછ કે મરદોને હેરાન કરનાર બઇરાં છે, ને બઇરાંથી દુર રેહવુંજ જોઇએ.

જમુજી—તમારાં માયજીબી એક બઇરાં ઉતાં, એક લેડી ઉતાં.

જાલ—પપ્પા, પપ્પા, તમે એમ બોલીને મને ભડકાવી મુકોછ. મારૂં દીલ દુખાવી રહેયાછ, મારાં વ્હાલાં મરહુંમ માયજી તો એવાં અસરાફ ઉતાં કે સો બઇરાંમાં એકુ હોય.

જમુજી—તો પછી તમે પરણો તો તમુનેબી તેવીજ બઇરી કાંય નહી મલે?

જાલ—કોણુ જાને! લગનતો એક લોટરી છે. આય ડાયવોર્સના કેસતાં નીકળેછ તે નથી જોતા!

જમુજી—એક વરસમાં પારસીઓમાં કેટલાં લગન થતાં હોશે?

જાલ—હોશે-થતાં હોશે પાનસો છસો.

જમુજી—ને ડાયવોર્સ કેસીસ કેટલા દર વરસે નીકળેય.

જાલ—તે હવે હું શું જાણું? હોશે બે ત્રણુ.

જમુજી—જયારે છસો લગને ત્રણુ લગન નીષફળ નીવડે ત્યારે બાકીના સુખી નીવડે ખરાં કે?

**જાલ**—પપ્પા, તમે કોઇ બીજી વાત કરો. કંઇ એવી ગણત્રી કરવા તમારી આગળ નથી આયો. હું આજે વીસ દહાડા થયા મારા બે કુંમારા દોસ્તો ને કુંમારા નોકર સાથે રહેલો છેઉ, ને એવો સુખી છેંઉ કે કોઇબી લાલચથી તે સુખનો ભોગ કદી નહી આપું.

**જમુજી**—વીસ દહાડા ગીયા બાવા, પણ બીજા વીસ દહાડા જાય પછી ગણત્રી કરશું. બીજા વીસ દહાડામાં તો કદાચ કાંઇ આસમાની સુલતાની થઇ જશે, વીચારમાં ફરક પડી જશે.

**જાલ**—વીસ દહાડા? અરે વીસ મહીના કહેવો? વીસ વરસ કેહેવો? તમે મને જબર જસતીથી પરણાવા તો નહી માંગતા હોશો?

**જમુજી**—જરાબી નહી. તમે પોતેજ ઠેકાણે આવીને મારી આગલ માંગણી કરવા આવશો ત્યારેજ હું તમોને લગનની રજા આપશ.

**જાલ**—હું લગન કરવાની રજા લેવા આવું? નોનસન્સ? ઇમ પોસીબલ? મારા આઇડીયાજ રીફોર્મ છે.

**જમુજી**—ને મારો અનુભવ પાકટ છે.

**જાલ**—હું જો લગન કરવાનો વિચાર બાંધુ તો તમે મને એમજ કહેજો કે હું—

**જમુજી**—બસ, બસ, વાત માંડીવાલ! એમ તકરાર કરવામાં સાર નથી. ચાલ તુંને ટેનડરો દેખાડું. હવે ધંધાની વાત કરશુ લાયબ્રેરી રૂમમાં ચાલ.

(બંને જાય છે.)



# અંક ૨ જો.



## દેખાવ ૨ જો.



કુંવારાં મડંળનો ડ્રાઇંગ રૂમ.

[એક કોચ ઉપર તેહેમીનાની છત્રી
છે અને એક ખુરસીપર તેહમીનાની
શાલ છે. સોલી ગાતો આવે છે.]

ગાયન ૮ મું.

**સોલી**—

માને ન દીલ મનાવું ભાઈ
લીધું ચોરી શુદ્ધી ગુમાવી—માને.
જ્યારથી તુંજ સાથ પ્રીત બંધાઈ
ભુખ તરસ મુજ ગઈરે લુટાઇ
વસી નજરમાં તસ્વીર પ્યારી—માને.
ભરી જાદુ શું (સાચા) પ્રેમમાં વાલી
બને ફરેસ્તો ચોર મવાલી.
જીગર જેનું જાય વીંધાઇ
સુખી છતાંબી દુઃખી છે ભાઈ—માને.

**સોલી**—સ્વીટ હાર્ટ સાથે બે ઘડી હસી બોલી ગમત કરી આવું છ, તહારે આખ્ખો દારો ને આખ્ખી રાત તેનો તેજ વીચાર માંથામાં ભમીઆ કરેછ. અરે યાર, હમનાં ઘડી ચપકો કુંવરને મલી આંઉછ, તહારે એવી ખુશ ગમત લાગેછ, તો પણુવા પછી આખ્ખો દહાડો એના પાસામાં બેસી રેવસ, ત્યારે તો ખાવાપીવાનુંબી સુજ પરશે નહિ.

[કોચપર બેસેછે ને છત્રી પર નજર
પરેછે.]

અરે આએ સું? છત્રી? બઇરીની પેરેસોલ? એ અંહી કંહાંથી આવી? હું તો જાનું કે હુંજ ઘોંટાલો કરી આયોછ, પન કેહો કોઇ બીજાબી કેરે ગાંઠ બાંધી આવેલો લાગેછ! એ છત્રી કહાંથી આવી? જરા ખબર કહાડવી જોઇયે

[અંદરના ઓરડામાં સોલી જાયછે અને દોલી નાચતો કુદતો આવે છે.]

**દોલી**—નાચ-નાચ-નાચ બેરાદર ખુશ થઇને નાચ,
વાંચ-વાંચ-વાંચ બેરાદર લવ લેટરેબી વાંચ,
બસ હવે જીવેલું પ્રમાણ ખરૂં, મારી મેહરાને મળ્યો વાત ચીત કીધી કે જીવ ધરઇ ગીઓ. પણીઆ પછી બહાર જવસ આવસ નહિ. કોઇને મલસ ભેતસ નહિ, બસ મારી મેહરાં માથે બેસીને તાહેલાં કર્યા કરશ, ને એની સારીની કોરનેબી કીસ લેવશ.

[દોલી ખુરસી પર બેસીને શોલ હાથમાં લઇ તે પર કીસ કરે છે.]

**દોલી**—અરર-મોહકાનના ગાલલાં-આય તો કોઇ બઇરીની શોલ છે. સોલી કે જોલી કંઇ બે આનું તો મુકાવી નથી આયો? જેમ મારાં પાણી મુવેલાં છે, તેમ એ લોકોનાં દોલબી ધીલાં થઇ ગીયાંછ કે!

[સોલી છત્રી ઉંધાડી લઇને આવે છે.]

**સોલી**—ઘેરમાં તો કોઇ મલે નહી!

**દોલી**—આય કોઈ બઇરી આવીછ કે? ઓહ-આપરે સોલી, તું આવા કરતુક કરેછ? શરમની વાત છે.

**સોલી**—શું કરતુક કીધાં? સાનો દમ ભરાવેછ?

**દોલી**—તે આએ તારા હાથમાં બઇરીની છત્રી કાંહથી આવી?

**સોલી**—હં લાલાજી, ને તમારા હાથમાં આએ બઇરીની સોલ કાંહથી આવી?

**દોલી**—એ તો અંહી પરેલી મારા હાથમાં આવી.

**સોલી**—ને છત્રીબી પરેલી મારા હાથમાં આવી.

**દોલી**—હું માનતો નથી.

**સોલી**—ને હુંબી માનતો નથી. (મનમાં) જરા એને સમજાવી લેવું. ચનો ચાંપી જોતું, (મોટે) જો દીકરા દોલી, ખરૂં હોય તે કહી દે. હોય, માનસ છે, ભુલ થાય, કોઇ માશુક સોધી કાહડીછ કે? (મનમાં) એ હા કહી દે ને હુંબી ખુલાશો કરી દેવું ને બેઉ જના સુજી સમજીને ઠેકાણે પડી જઇએ.

**દોલી**—પણ મારી ભુલ થઇજ નથી, તે પછી કેહવુંજ શું? તારાં કારસતાન છે ને મને ગરે પડેછ.

**સોલી**—હવે પાધરે પુરૂં કબુલ કરી દેની.

**દોલી**—પણ કાંઈ કસુર હોય તો કબુલ કરૂં કે! પણ જો સોલી બેટા, તારૂં કાંઇ રપુચકર હોય તો બોલી દે, હું તુને બચાવી લેવશ, ને ઉલતો હુંતો તુંને-ગોઠવી આપશ. (મનમાં) હા કહી દેરે હા કહી દે, કે મારૂંબી કામ થઇ જાય!

**સોલી**—મારો ગોંટાલો છેજ નહિ. તુંજ અંહી કોઇ બઇરીની મુલાકાત લેતો હોશે ને પકડઇ ગીયોછ?

**દોલી**—મને શક છે કે મોહકાન તારી છે. (બંને ગાય છે.)

### ગાયન ૯ મું.

**સોલી**—સરમ છે તુને ખરેખર, બઈરાં સાથ કરેછ વાત
સોનજાં જેવાં બઇરાંની લેછ છુપી મુલાકાત

**દોલી**—ઘોંટાળો કંઇ મારો નથી, એ છે તારી પંચાત
ચીંગો-મીંગો થઇને તું, ફરેછ બઇરાં સાથ

**સોલી**—દાહયો થઇ જે કીધું હોય તે કહી દે મને સાફ
સપડાઇ ગીયો હવે ત્યારે તું આતો ના બાફ

**દોલી**—નેવરમાઇન્ડ આખું નહી તો કહી દે મને 'હાફ'
હા કહી દે જલદીથી તો કરશ તુને માફ.

(કોરસ)

**સોલી**—ફસ્યોછ તું હવે થઇ ગીયોછ તું 'પેલ'

**દોલી**—ના કર તું એ મદારી ખેલ, નહી તો સમજશે એલ ફેલ
આજ કાલ તું તો છે બાયકોચે બેલ

**સોલી**—દેખરાવું તુંને હવે હું હોસ્પીટલ કે જેલ.

**સોલી**—જો મોહકાન તારી નથી–મારી નથી તો જોલીની હોવી જોઇએ. એને કેહું દોહરૂં દોવીયું હોશે.

**દોલી**—જોલીએ? હોયબી, પણ જોલી એ જે છોકરીને પસંદ કીધી હોશે, તેનો ટેસ્ત ઘણો સારો હોશે. જોની છત્રી કેવી મજાની છે!

**સોલી**—હારે, કોઇ ફેશનેબલ છોકરી લાગેછ, જોની આય શોલબી કેવી ડીસંટ છે!

[બેઉ એક બીજાને શોલ અને છત્ર દેખાડી મગન થઇને વાત કરેછે તેટલાં જાલ આવે છે.]

**જાલ**—સાહેબજી બેરાદરો સાહેબજી, (સોલી દોલી, પોતા પોતાં વચ્ચે વાત કરવામાં એવા મશગુલ છે કે સાંભલતાજ નથી. જાલ તેઓની નજદીક જાય છે.) આય તમારા હાથમાં શું? ઓ ગજબ! ઓ આફત! બઇરીની છત્રી ને શોલ? મુકી દેવો, ફેંકી દેવે. એને હાથ લગાડવોબી નહિ જોઇએ.

**સોલી**—હાથબી લગાડવો નહી જોઇએ? કાંય વારૂં?

**જાલ**—એને આજે હાથ લગાડશો–તો કાલે એને હાથ લગાડનારીનો હાથ હાથમાં લેવાનું મન થશે.

**દોલી**—બરાબર છે, પોરીયો દુર અંદેશ છે.

**સોલી**—તો દીકરા જાલ તું તારા પોતાના અનુભવ ઉપરથી એમ કહેછ કે?

**જાલ**—એટલે? એ શું વરી વાત લાયો?

**સોલી**—એટલે એમ કે જે હાથ તેં હાથમાં લીધો હોય તેજ હાથની આય છત્રી ને શોલ તો નહિ હોય?

**દોલી**— ને હોય તો તેમાં કંઇ અજાયબી નથી.

**સોલી**—એ તો જુવાની ને દિવાની, આંજે કંઇ વિચાર તો કાલે કંઇ વિચાર.

**દોલી**—કેઠે દિલ લાગુબી હોય!

**સોલી**—કેઠેથી આવેલું માગુંબી હોય!

**દોલી**—કોઈ સારી સદગુણી નજર પડીબી હોય!

**સોલી**—કોઈ બલી ભોલી સાથે આંખ લડીબી હોય!

**જાલ**—નોનસ્નસ! એશું તમે બેઉ જણા મારી ઉપર તોહમત મુકોછ?

**દોલી**—જાલ દીકરા, તું એમ ઉસકરશ ના જા, કંઇ એવું હોય તો બોલી દે, અમે કોઇ આગલ કેહશું નહિં, ને તારા ઠરાવથી તુંને મુકત કરશું, ને હમે બેઉબી મુકત થઇ જઇશુ.

**સોલી**—બરાબર છે, તુંને હમો છુટો કરી દેશું, અને હમેબી છુટકારો પામી લેશું.

**દોલી**—મારો દીકરોરે, મારો દીકરો, બોલી દેતો, બોલી દેતો?

**સોલી**—ચુચ-ચુચ-શરમા ના દીકરા--ઓસકા ના, કહી દે બાવા.

**જાલ**—અરે પણ તમે બેઉ સાના ઠોકી-ઠાકીને મને ગરે પડવા માંગોછ, હું તો કંઇ જાણુતોજ નથી. ને તમે લોક અંહિ આયા તે પછીજ હું આયો તો પછી મને કોણ મલવા આવતીતી?

**દોલી**—ત્યારે તો એમાં કંઈ ભરમ છે.

**સોલી**—આપરે કોલીને તેડીને પુછીયે-કોલી-કોલી-એમ આવતો.

(કોલી-આવે છે.)

**દોલી**—તું હમણાં શું કરતો તો?

**કોલી**—છેટને કે હું જે આએ વાછન માંજતો તો.

**જાલ**—આય છત્રી ને શોલ કયાંથી આવી?

**કોલી**—(મનમાં) માયરો ગીયોરે મારા બાંપ, એવે કીમ જવાબ દેવા?

**દોલી**—બોલ જવાબ દે. ગંગલાયા ના કર, એ કોણુની છત્રી ને શોલ?

**કોલી**—એક નાનકડી બાઇની છે છાબ.

**સોલી**—પણ એ અંહી કેમ આવી? લાયું કોણ?

**કોલી**—છાબ માફ કરો તો બધું ખરેખરૂં છાચે છાચું કહી દેવું.

**દોલી**—જા માફ કીધું, ખરૂ કહી દે.

**કોલી**—એક નાનકડી, ગરીબડી બાઇ ઉતી તીને-પણ છાબ માફ કરે, તો કહું.

**સોલી**—હારે હા. બાપુ માફ કીધું. ભોંસી મરની શું કીધુ તેં!

**કોલી**—હું બાયના પર ઉભેલો તીવારે એક નાનકડી ગરીબડી ને બહુવે ઠાકેલી-પયન છાબ માફ કરો તો—

**દોલી**—કઇ કીસમનો તું બી જાનવર છે! માફ કીધું, હવે કદી મરની કાંય તવલાવેછ!

**કોલી**—એ થાકેલી રૂપાલી છોકરી આવી.

**જાલ**—છોકરી આવી! અંહી આપરાં ઘેરમાં?

**સોલી**—અરે તું એને ધબરાવી ના મારની તો. એકતો ધ્રુજરો મુવેલો છે ને શું કહેતાં શું કહી દેશે, બોલ, બોલ, પછી?

**કોલી**—તે છાબ બેહોછ હીઇ ગીયેલી.

**દોલી**—બેહોસ થઇ ગઇ! અરે ખુદા, ખુદા.!

**સોલી**—તે તું ઉંચકીને તેને ઘેરમાં કાંય નહિ લાયો?

**દોલી**—લાયવો, છાબ ઘર માંહિજ લાવેલો.

**સોલી ને દોલી**—સાબાસ ઠીક કીધું!

**જાલ**—આય હજામરાએ મુરખાઇ કીધી ને તેને આય બેઉ દાહયા દોરા ટેકો આપેછ. શુ કામે ઘેરમાં લાયો? કોનના હોકમથી લાયો!

**કોલી**—તીવારે હું કરૂં! તે બોય મરી જાય તેવી થીએલી ને લંગરી થીએલી.

**જાલ**—ખતારામાં નાંખીને ઓસ્પીતાલમાં મોકલી દેવી ઉતી.

**કોલી**—તેટલી છમજ મુને ની આવી છાબ.

**શોલી**—પછી તે છોકરી કયાં ગઇ?

**કોલી**—પન્ને છે, ખુરછીપર બેછેલી.

**જાલ**—ઘેરમાં! આપરા ઘેરમાં બઇરી? હજુર તેને રાખીછ!

(તેહમી આવેછ ને ઉંબર પર ઉભી રહેછ.)

**કોલી**—આય તે પોરી.

**દોલી**—મજાની રમકડાં જેવી છે.

**સોલી**—કેવી ઘટમારી ને ગોરી ગોરી છે.

**તેહમી**—માફ કરજો સાહેબો, હું તેડીયા વગર આવીછ. હું દુઃખી છું આફતની મારી છેંઉ, હારમાર થઇલું છેંઉ.

**સોલી**—ધભરાના-ધભરાના, આવ આવ મારી દીકરી આવ.

**દોલી**—આવ માય બેસ. મારી માય બેસ.

[દોલી ને સોલી તેહમીનાને કોચ ઉપર બેસારે છે, અને બંને તેનીની બાજુમાં બેસે છે.]

જાલ—પણ તમે હવે એવણુને બેસારોછ સાના? એવનને જવા દેવોની. બાઈ હવે તમે તમારે ઘેર જાઓ.

તેહમી—મારૂં ઘર નથી, ઠેકાણું નથી, તોબી તમારી મરજી નથી તો હું જાવુછ. સેવા સદનમાં જઇને આસરો લેવશ. જોકે દુર જવાનું છે, રાત પડેલી છે, તોબી હું ઘસડાતી પછડાતી જવશ, તમુને અગવર નહિ કરશ.

જાલ—મને તો બધા ઢોંગ લાગેછ.

તેહમી—ઓ મારી માય, મારાં માથામાં ચકકર આવેછ!

[તેહમી બેહોશ થઇ જાયછે, સોલી અને દોલી કોચ ઉપર સુવડાવે છે.]

જાલ—સાનાં તમો એમ પછાડા મારોછ? બઇરાં સાથે સેહેજબી વેહવાર નહિ રાખવો, વાતબી નહિ કરવી, એવો આપરો ઠરાવ તમો એમ નિભાવોછ કે?

સોલી—જોસી બેટા, આપરે કુંમારા છઇયે, કબુલ કીધું કે આપરે કુંમારા રેહશું, પણ તેથી શું આપરે શેતાન છીએ ને હેવાન બનશું?

દોલી—એક દુખી છોકરી ને મદદ નહિ કરશું? દયા નહિ ધરશું?

સોલી—રાતની વખતે આવી એક છોકરીને ઘેરની બહાર રખડતી કહાડી મુકશું? નાચાર નિરાધાર હાલતમાં હાંકી કહાડશું?

દોલી—તો પછી આપરે માણુસ જાત કેમ ઠરશું? જીગરને સંતોસ આપીને કેમ ફરસું?

જાલ—પણ તમે એને અંહી રાખશો તો ઠરાવ સદંતર ખોટો ઠરે!

સોલી—સાનો ખોટો ઠરે? આપરા ઠરાવની સાથે એ છોકરીની જીંદગી ને લાજ જાલવવાની બાબતને લાગે વલગે શું?

દોલી—ને હું તો બા એમ કેહેવુછ, કે સો ઠરાવ રદ કરૂ પણ આય છોકરીની જીંદગી રદ નહિ કર.

ભલું કરવુ એજ પારસીનો નીયમ ખાસ છે,
ભલાઇ કરવામાંજ જરથોસ્તીનો ખરો ખવાસ છે!

સોલી—ઇનસાનને બચાવે તેજ ખરો ઇનિસાન છે!
ને તેજ માજદીયસની દીનનું ફરમાન છે!

જાલ—ત્યારે શું હું જરથોસ્તી નથી? મને મહઝબી ફરમાનનો ખેઆલ નથી? હુંબી ઇચ્છું છ કે એક જીંદગીની જાલવણી થાય, ને દુખીને મદદ મલે.

સોલી—શાબાસ, દીકરા જીવતો રહેજે, કેવું મજેનું બોલ્યો.

જાલ—પણ તમારી ગોઠવન શું છે તે મને સમજાવશો?

દાલી—એમ ધીરો થઇને પુછે તો કહીએ કેની? એક ઓરડો હજી ખાલી છે. તાંહ એને રાતના રાખશું ને કાલે સવારે નાસતો પાણી કરશે ને પછી ૧૧-૧૨ વાગે એને ગાડી કરી ને સેવા સદનમાં મોકલશું.

સોલી—ને કાલેબી એની તબીએત ઠીક નહિ લાગશે તો એકુ બે દહારા વધારે રાખશું.

દાલી—બે ચાર દારા રાખશું, જીંદગીનો સવાલ છે, કંઇ જેવી તેવી વાત છે, કેમ નહિ બોલીગો, જેલી બેટા?

જાલ—જેલી-બેટા શું બોલે! એજ બોલે કે તમારૂ બેઉનું ભેજું ઠેકાણે નથી.

સોલી—અરે બેટા ભેજું સાબુત છે, તેથી તો આવી વાત કરીએ છ.

દાલી—હું તો એમજ સમજસ કે મારી દીકરી મારા ઘેરમાં રહેલી છે.

સોલી—ને હુંબી એમજ સમજસ કે મારી માય જણી બેહન મારા ઘેરમાં રહેલી છે.

કોલી—ને હું એમ છમજા કે મારી છેહાની ઘરમહી રીએલી છે.

જાલ—ને હુ સું સમજસ? તમુને એટલો વિચાર નહિ આવો કે આપરે ચાર જના એખલા, તાંહ એક જવાન ખુબસુરત છોકરી આખી રાત રહે, ને એક બે દહાડાબી રહે તો આપરે વરે અને આય બીચારી છોકરીને વરે શું ધારે! ને લોક શું બોલે?

દાલી—એ વાત ખરી.

સોલી—મારા ધીયાનમાંબી એ તકરાર ઉતરી.

જાલ—આપરા ઘેરમાં કોઇ બીજી બઇરી હોતે કે એની કોઇ દાસી દાયા કે આયા હોતે તો પછી આપરે નચીંત રેહેતે.

કોલી—છાબ મારી એક જાતવાલી ભાનકી કરીને છે, એ નજીક મહી રહેતી છે. બોલાવી લાવુ! એ આયા તરીકે રેહછે.

સોલી-ડોલી—હા જા, જા, બોલાવી લાવ, બોલાવી લાવ, દોરરે, દોર.

(કોલી દોડે છે જાલ તેને અટકાવે છે.)

જાલ—ઉભો રહે, ઉભો રહે! કાંહ દોરી મરેછ! ઘેરમાં એક બઇરી આવી અને તમે બીજીને બોલાવોછ? એકની બે થાય!

ડોલી—અરે બા બેની બારબી થશે, એની જીંદગી ને આપરી આબરૂનો સવાલ છે.

સોલી—હમના સુધીમાં કેવો દાગો થઇને વાત કરતો તો ને વરી કેમ અચક બની ગીયો? લે જા કોલી ઉતાવલે તેડી લાવ.

જાલ—કોણ જાણે આય ફજેટાનો છેડો કેમ આવશે?

સોલી—(મનમાં) સરૂઆત તો સારી છે, આપરે વરે રસ્તો ખુલ્લો થાય છે.

ડોલી—(મનમાં) બઇરાંઓનાં પગલાં દાખલ થયાં કે ઠરાવના વાવટા ઉડીયા.

દાબલો.

## અંક ૨ જો.



### દેખાવ ૩ જો.



એક રસ્તો.

(એરચ અને બેજન આવે છે.)

**એરચ**--આપરી બધી સોધા સોધ ફોકત ગેઇ. એ છોકરીનો પટો મલતોજ નથી, ગઈ સાંજનાં ગેઈ ને આજે સવાર પડી તો પછી એ અત્યાર સુધી કહાં ભરાઇ રહી હોસે?

**બેજન**—ગામ ગમેર કેઠે નાસી તો નહિ ગઇ હોય!

**એરચ**—તેમ બનેજ નહિ. એના કોઇ સગાં વહાલાં બેશી કુટુંબી કોઇ છેજ નહિ.

**બેજન**—(મનમાં) તેથીજ તમે ધરમના બાવા થઇને આવાં નેકીનાં કામ કરોછ?.

**એરચ**—સગા વહાલા નથી તો જાય કોણુને ત્યાં! એ છત્રી ને શાલ લઇને ગેઇ એમ તું કહેછ?

**બેજન**—હા ખરી વાત. (મનમાં) એટલુબી નહિ કેહવું ઉતુ.

**એરચ**—એ દાધાનીને આધારે હજુબી તલાસ કરશું, તેં તો બરાબર સોધ ચલાવીછની?

**બેજન**—ઘણી સોધ કીંધી. આખી રાત ફાનસ લઇને આખ્ખાં માંતુગામાં ફરી વલ્યો. (મનમાં) ને ઓઢી પોઢીતે ગોખ્લામાં ઉંગઇ ગયો.

(કોલી જમીન લઇને આવે છે.)

**એરચ**—અરે આએ આપરો કોલી ઘણે દહાડે કહાંથી દેખાયો! કોલી કેમ છે? દુન્યા સુખી કે દુખી?

**કોલી**—કાલ છુધી દુ:ખી ઉતી હવે છુખી થઇ.

**બેજન**—તે કેમ? બજાર ખરીદવામાં વધુ ચાંઉ કરવાનું મલેછ કે?

**કોલી**--હોવે. હમના છુધી ચાર મનીખનું બજાર લેતો તો, તે ચાર આના સપરાવવાના મલતાતા, હવે સ મનીખનું લેવાનું તેથી સ આના તફરાવવાના મલે.

**એરચ**--છ માણુસ કહાંથી આયા! તારા ઘેરમાં તો તારા ત્રણ સેઠ ને ચોથો તું. તો પછી બીજા બે વધીયાં કહાંથી?

**કોલી**--એક પોરી આવીને રહેલી.

**બેજન**—(મનમાં) અરેરે-નખોદ ગીયાએ આટો બારીઓ! (મોટે) ચાલો શેઠ આપુને હજુર તો—

**એરચ**—અરે ઉભો રહે. આય તો કંઇ ઇનટરેસ્ટીંગ મેટર છે. (કોલી) છોકરી કંહાથી આવી? તારો કંઈ શેઠ લગન કરી આયો કે?

**કોલી**--નારે, કાલે છાંજે એક પોરી થાકેલી આવેલી તેનું નામ તેહમીના.

**બેજન**--(મનમાં) સતીયાનાસ નખોદગીયાએ ભાંગરો વાતીઓ! (મોટે) ચાલોરે શેઠ એ ઉજબ સાથે કહાં માથું ફોડીયા કરોછ.

**એરચ**—સબર રે સબર. આય તો નવી વાત છે.

**કોલી**--હોવે છેઠ નવી વાત છે. બાયડૂં તો જવાન ને રૂપાળુ છે, કાલે છાંજે સત્રી ને ઓઘની છાતે આવેલી ને ઉએ તેને ઘરમહી લીધેલી ને હમણાંબી ઘરમકી રીએલી સે.

**બેજન**—(મનમાં) નખોદ ગીઓ તો જે પુછેછ તેબી કહેછ ને જે નથી પુછતો તેબી કહેછ.

**એરચ**—છત્રી કેવી ઉતી, ઓઘની કેવી ઉતી!

**કોલી**—છત્રી કાલી ઉતી ઓઘની રાતી ઉતી ને છારી લીલી ઉતી.

**બેજન**—(મનમાં) હવે સારીને વરે એને કોણે પુછીયું તું! મુવોરે તું ખબરનો આપતો.

**એરચ**—તે છોકરી તારાં ઘેરમાં રહેવાની કે જવાની!

**કોલી**—કોણ જાણે છેઠ, રીછે કે જાછે. બેઉ મોટા છેઠ ઓઘઇ પંથરઇ જાયછ. પણ નાહ્લો છેઠ આવી આવી આંખો કહારે બઇરાંઓએ માહે નહિ આવુ એવું જે પાટીયું બાયણા પર માડેલું તેઓ ઉતારી પાયરું.

**એરચ**—(બેજનને) ખુશાલીની ખબર છે, દીકરા બેજન, પટો મલ્યો.

**બેજન**--હાજી મલ્યો ખરો. (મનમાં) ભુબખ જેવાએ બધું કહી દીધું, ગુલબાઇને ચેતાવવા જોઇશે.

**કોલી**—હું જાતો છું છેઠ.

**એરચ**--હા જા, આવજે હં! મલતો રહેજે.

કોલી—કંઇ સાહેં પાણીનું મલછે કે !
એરચ—પરમ દહાડે માંરૂ વરસ છે તે આવજે હું તુને ખુશી કરશ.
એજન—( મનમાં ) ને પોતલી બાંધવા આલુનું પાતરૂબી લેતો આવજે.
કોલી—અગાવતી કાની હવરાંબી ઉધારનોજ વાયદો કરતા છે.
એજન—ને હવે પછીબી એમજ કરશે, તું જા, ભરોસે રેહશે તો ભુખે મરશે.
કોલી—ચાલ બાપું મને અવારૂં થાનુ છે. ( કોલી જાય છે. )
એરચ—ઘેર બેઠાં બધી વિગત મલી ગઈ.
એજન—પણ હવે તમે શું કરશો ?
એરચ—શું કરવું તેની બધી યુકતી મારાં ભેજામાં રચાઇ રહી છે.
એજન—( મનમાં ) ભેજુંબી એવીજ યુકતી રચવાની તાલીમ લઈ રહયું છે.
એરચ—હવે રસ્તો ખુલ્લો થયોછ.
એજન—( મનમાં ) રસ્તો પાછો બંધ કરતાં મને કહાં નથી આવરતુ. !
એરચ—પાછી હું એને સપાતામાં લેવશ
એજન—( મનમાં ) ને પાછી હું એને બચાવસ.
એરચ—આખરે મારી આસા પાર પડશે.
એજન—( મનમાં ) છેલ્લે ખાસરાંનો માર પડશે.
એરચ—ગમત કરશું, રમત કરસું.
એજન—( મનમાં ) પેટ ભરીને મેઠી જમશું.
એરચ—ચાલ આવ હવે તુટેલી યુકતીને સાંધી લઇએ.
એજન—( મનમાં ) ને પાપની ગઠડી માથે બાંધી લઇએ.

### ગાયન ૧૦ મું.

એરચ—જોઇ લે કરસ હું કેવી સફાઈ
ફાવશું જો કરશું પુરી ઠગાઇ
આપશું ઉલછાપ બધાને
રે આપરે કરશું દરેક સાથ બુરાઇ
એજન—દીકરા હમણાથી ના જા ઉંફનાઇ
કરશ તારી તો એવી દવાઇ
કાપશ એવું નાક તારૂં
આવશે બધેથી ખાસડાંઓ તું ખાઇ

(કોરસ)

એરચ—ફંડ રીટુર આપરે તો કરશું ચીકાર
બેજન—ખાશે તું મપારા બેસુમાર
એરચ—ફરકાવશું આપરે બસ મોટરકાર
બેજન—મોટરને બદલે થશે ગદ્ધે સવાર
એરચ—દીકરાજી, કરશું બસ મજાહ બીસ્યાર
બેજન—બંદા તો મોકલવા જેલ છે તઈયાર
એરચ—રાઊટ રેંગથી ઢોંગસોંગથી આપશું ઠાપ હજાર
બેજન—મળશે તુંને જેલ-કાળાં પાણી સેહલ-તું કરશે યાર.

## અંક ૨ જો.



### દેખાવ ૪ થો.



ડ્રોઇંગ રૂમ.

(સોલી ને દોલી)

**સોલી**—દરરોજ સવારે ૭ વાગે જાગીને ચાહે ને વરે ને ટોસ ને વરે તોવાઇ જાઉ ને કાલી આંખ ચોળતો અવાચી ખાતો ઉઠે ને ધીમે ધીમે ગોકળ ગાયની જડપે બધું બનાવી આપે, પણ આજે તો તું માનસે દિકરા દોલી, પેલી તેહમીના કેઠી સકારેથી જાગેલી ને મારી આગલ ખલખલતી ચાહે ને તોસ ને બીસકીટ લાવીને મુકીને હું તો એવડી ભુખે ખાઇ ગીયો.

**દોલી**—ને મેં તો રાતના જમતી વખતે રમુજમાં કહેલું કે મને ભાખરા ખાવાનો શોખ છે, ને આજે જોવુંછ તો ચાહે સાથે ભાખરા! છોકરી ઘણી હુંશીયાર ને ચંચલ છે હો, ને રાધનારીબી છે.

**સોલી**—પણ આપરા ઠરાવ મુજબ એને આપરાથી ઘેરમાં રાખી નહિ શકાશે.

**દોલી**—નહિજતો, ઘણું તો બે ચાર દાહાડા રાખશું.

**સોલી**—બીચારી લંગડાઇ લંગડાઇને ચાલેછ. કહેજે કે પગપર જખમ થયો છે.

[જાલ આવે છે અને છેલ્લા બોલ તે સાંભળે છે.]

**જાલ**—પગપર જખમ પડયોછ? તમે કેમ જાણીયું કે ઢોંગ નથી? ખાતરી કેમ થઇ?

**દોલી**—આવી છોકરી ઢોંગ કરે એમ હું માનું નહિ.

**સોલી**—આવી છોકરી જો ઢોંગ કરે તો ઢોંગ વગરની કોઇબી છોકરી હોયજ નહિ.



તેહેમીના.

"બગીચામાં ભુલું પડેલું પંખેરૂં"

જાલ—પણ હવે તમારે કેહવું છે શું? આમ્મે પીડા ને ઘેરમાંથી કાઢવીછ કે નથી કાઢવી?

દાલી—એનાથી આપરા ઘેરમાં રેહવાસેજ નહિ. બે ચાર દાહાડામાં જવું પડશે.

સોલી—એનો પગ સાજો થસે કે આપરે એને મોકલી દેશું.

જાલ—અરે પણ પગની દવા દારૂ સેવા સદનમાં જઇને કરીયા કરશે. આએ તે કંઈ હોસ્પીટાલ છે કે લંગડા લુલાનું ધર્મ ખાતું છે?

સોલી—આય પારસીઓથી વસાયલું મકાન છે, તેથીજ બીમાર છોકરી માટે હોસ્પીટાલ સમાન છે.

દાલી—આય છોકરીને રાખવાની આપરી ફરજ અવલ છે-કારણકે આપરાં બદનમાં કયાની લોહીની દખલ છે.

જાલ—(મનમાં) હવે આય ઉજબખોને કેમ સમજાવું? નથી મારાથી રહેવાતું, કે નથી જવાતું, જો જાવું તો પપા મારી ઠેકડી મશકરી કરશે. રહેવું તો ઠરાવ તુટેછ. કરૂંબી કેમ?

(તેહમીના આવે છે. લંગડાય છે.)

સોલી—એ છોકરીને હમના જવા દેવાયજ નહી.

જાલ—નોનસન્સ!

## ગાયન ૧૧ મું.

જોલી—નોનસન્સ!

સોલી—(ખીજપાડી) નોનસન્સ!

તેહમી—મારેથી કેમ ચલાય મુઇ પગમાં પેન બહુ થાય.

દાલી—ચેરો ચંડાલ દુકતો આય

સોલી—ખેરવવાનો એને દીકરા શોધી કહાડ ઉપાય—નોનસન્સ.

તેહમી—મરે હસ્વું આવી જાય, જોઇ મારો અવતાર આય.

સોલી-દાલી—આવો ધીરે ના શરમાવો, તેહમી માય.

તેહમી—એટીકેટવાલાને ગ્રેસફુલ છે બેઉ ઓલ્ડ-મેન આય

જોલી—ચારો આવાં બઇરાં જોઇને દુન્યા ઘેલી થાય

સોલી-દાલી—કેવું બઇરાંથી સોવઇ જાય

જોલી—નોનસન્સ—નોનસન્સ.

(તેહેમીના આવે છે. લંગડાય છે.)

**તેહેમી**—સાહેબજી શેઠીયાઓ, ચાહે નાસ્તો કીધો?

**દોલી**—આવ આવ માય, બેસી જા, એ શું લાવી!

**તેહેમી**—ભાખરા લાવીછ.

**સોલી**—અરે પણ તું આલીયા ના કરની દીકરા, તારો પગ એક તો જખમી છે.

**તેહેમા**—કંઇ નહિરેજી, એ તો હોય, હમુને ગરીબ માણુસને એવા જખમ તો જયાર ત્યાર થાય.

**દોલી**—જોવું દીકરી, બરાબર પાટો બાંધીયોછ કે?

**સોલી**—લાવની મનેબી દેખારની.

**જાલ**—(મનમાં) અરરર–તોબાહ તોબાહ, બઇરીના પગને હાથ લગારેછ. ઉહ–ઉહ–ઉહ.

**તેહમી**—(પાટો છોડીને) જોવનીજી. હવે તો બે ત્રણ દાહાડામાં રૂજ આવી જશે.

[સોલી દોલી ખુરશીપર બેસેછે અને એક બીજી ખુરશીપર પગ મુકીને તેહમી જખમ દેખાડેછે. જાલ પાછળ ઉભો રહીને ટીંગાઇને જોયછે.]

**જાલ**—(મનમાં) હા, હા, ખરેખર જખમ થયોછ. ગરીબ બીચારી! ચાલતાં ઘણું દુખ થતું હોશે જો, પણ એનાથી અંહી રહેવાય નહિ. એને અંહી રાખી શકાય નહિ.

**સોલી**—જો દીકરી તેહેમી, તારો આવો પગ છે, તે હમનાં અંહીથી જતી ના, બે દહાડા રહીને પગ સાજો થાય ને જજે.

**તેહમી**—તમારી મહેરબાનીનો એટલો બધો ગેર લાભ કેમ લેવું?

**દોલી**—અરે એમાં ગેર લાભ શાનો! ઉલતો હંમોને તો લાભ થયો.

**સોલા**—હમુને તો ઉલટો ફાયદોજ થયો.

[જાલ ખીજવઇને બંને ને બાજુએ ખેંચે છે.]

**જાલ**—(ચીરડાઇને) શુ લાભ થયો જરા સમજાવશો!

**સોલી**—પહેલો લાભ એ કે રાતે સાથે બધા જમીયા તો બે બુક વધારે ખવાયા.

દોલી--બીજો લાભ એ કે એને જમી રહયા પછી ગાયું વજારીયું તે જીવ ખુશ ખુશ થઇ ગીયો.

સોલી—ત્રીજો લાભ એ કે સવારે મદારત કીધી.

દોલી—ને ચોથો ને સઉથી મોટામાં મોટો લાભ એ થયો કે એક છોકરીને લાચાર નીરાધાર હાલતમાં મદદ કરીને જીગરનો સંતોષ મેલવ્યો.

જાલ--ફોડો તમારૂ માથું, નહિ સમજો ત્યારે શું કરૂં?

[ સોલી અને દોલી પાછા તેહમી આગલ જાયછે.]

સોલી--દીકરી તું ઓસકાતી ના. સરમાતી ના, બેસ, ઘેર તારૂંજ સમજજે ને બે ચાર દહાડા રહેજે.

તેહમી—પણ જોવનીજી. હું અહીં બે ચાર દહાડા રહેવું તો કપડાં ચપડાં વગર મને અરચન થાય, જોવોની આય તમારી જુની સપાટ મેં પેહેરીછ તે.

દોલી—કાંય? જુની સપાટ કાંય પેહેડી? મને કહયુ કાંય નહિ? નવી મખમલની સપાટ મંગાવી આપતે.

સોલી—તું સલીપર પેહરસે દીકરી? સલીપર લાવી આપુ?

તેહમી—તમુને તકલીફ આપવા મને નથી ગમતી.

દોલી—તકલીફ નથી. અમુને તો ઓર મજા લાગેછ, હમણા જાવુંછ ને તારે વરે સાડી બડીયાન બધું લઇ આવુછ.

સોલી—ને હુંબી આય દોરયો ને કપડા ને, તુવાલ ને રૂમાલ ને મોજાં હાથમાં લઇને પલકમાં આવુછ. તુ રહેશે એટલે મારો જીવખુશ ખુશ.

દોલી—હારે દોસ્ત ખુશ ખુશ.

તેહેમી—રહેવું તો ખરી પણ જાલભાઇને વાંધો હોશે.

જાલ—(મનમાં) હું શુ કામ બદનામી લેવું [મોટે] રેહો ગમે તો બે ત્રણ દાહાડા (મનમાં) એ રહેશે તો દોરાબજી સોરાબજી ને સોવાઇ જશે. ને મનેબી મકુજે-મનેબી-ઠીક લાગશે.

દોલી—લે તાહરે અમે જઇયેછ. અરધા કલાકમાં તો કપડા લઇને આવી લાગશું, ચાલ બેરાદર સોલ.

સોલી—ચાલ બેરાદર દોલ, કપડાં પેહડીને દાડી પુગ્યે.

(સોલી દોલી જાયછે.)

તેહમી—(જાલને) લેવોનીજી. આય મેં મારા હાથે ભાખરા બનાવીયાછ. તે ખાવોનીજી, હું ધારૂંછ કે તમુને ગમશે.

જાલ—ઠેંકયુ-મુકો અંહી (મનમાં) હવે એને અંહીથી કેમ ખેરવુ? હું કેમ ખરૂં? મારો જીવ તો ઉથલ પાઠલ થાયછ!

તેહમી—ઓ મારા બાપરે-અરરરર!

જાલ—શુ છે? શું છે?

તેહમી—મારો પગ દુખી આયો-ઓ કેમ કરૂં?

જાલ—બેસી જાવ, બેસી જાવો, કોચ ઉપર બેસી જાવો,

[જાલ તેહમીને ઉચકીને કોચ ઉપર બેસાડે છે.]

તેહમી—ઠેંકયું, ઘણી મેહરબાની થઈ.

જાલ—(મનમાં) મારા હઇડાંમાં ને છાટીમાં કંઇ ઉભાઇ આયુછ હવે મારે અહી થોભવું જોઇએ નહિ. (મોટે) હું હમનાં આવુંછ, જરા બેસજો.

(જાલ જાયછે.)

તેહમી—કેવો બીચારો ભોલો ભલો જવાન છે, પણ મગજમાં કેવો ખોટો ધખારો છે. કોલીએ ને ભાણુકીએ બધી વાત કેહી તે પરથી એ કુંવારા મંડલનું બધું જાણ્યું. મુનું હસ્વુબી આવેછ, ને એ લોકની દયાબી આવેછ. પણ હું એખલી છેવુ, સંજોગ કેવો નઠારો છે. હું કુમારી છું ને એબી કુમારો છે.

(એરચ અને બેજન આવેછ.)

એરચ—સાહેબજી, બાઇ સાહેબ, તેહમીનાજી સાહેબજી.

તેહમી—તમે, તમે અહી આયા?

એરચ—તમુને સોધતો સોધતો અહી આયો. કુંવારા વચ્ચે રહેવાથી તારી આબરૂ વધેછ કે?

તેહમી—એ લોક કુમારા છે પણ આબરૂદાર છે.

**બેજન**—(મનમાં) ને મારો શેઠ આબરૂનો ભંડાર છે.
**એરચ**—હું આબરૂ ને ઇજતની વાત કરવા નથી આયો.
**તેહમી**—આબરૂ ને ઇજત તું સમજતો નહિ તો તેની વાત કરેજ શાનો? તું અહી આવીને શું કહેવા માંગેછ?
**એરચ**—તુને અહિથી લઇ જવા આયોછ.
**તેહમી**—હું આવવાની નથી, હું અહિંજ રહેવશ.
**એરચ**—હું તુંને અંહિ નહિ રહેવા દેવસ.
**તેહમી**—હું નહિ આવસ તો?
**એરચ**—તુને જબરજસ્થી લઇ જવશ-મારી માંગણી કબુલ કરાવશ.
**તેહમી**—તારી માંગણી? એ તારી હલકી રીત છે.
**એરચ**—મારી તકરાર તેજ મારી જીત છે!
**બેજન**—(મનમાં) માથું ફોડવા સામેની ભીતછે.
**તેહમી**—તારો શું હક છે, તારો શું આધાર છે.
**એરચ**—સત્તાનો સેવક સરદાર છે.
**બેજન**—(મનમાં) ને ગધેડું ભારબરદાર છે.
**તેહમી**—સત્તા તુંને મલી હોશે તારા પાપથી.
**એરચ**—હવાલો તારો મલ્યોછ તારા બાપથી.
**બેજન**-(મનમાં) ઝેરી દંખ મલસે, આએ કાલા સાંપથી.
**તેહમી**—અફસોસ છે, કે મેં એક જણુને આપેલો કોલ તોડી શકતી નથી, ને તેથીજ તારૂં ખોતારૂં ખુલ્લું કરી શકતી નથી.
**બેજન**—(મનમાં) શાબાશ યાકીનદાર છોકરી છે!
**એરચ**—હું કંઇ સાંભલવા માંગતો નથી. બસ મારી નેમ હું પાર પાડવા માંગુછ, તુંને મદદ કોણ કરશે?
**તેહમી**—કોણ જાણે? પણ એટલું તો ખરૂં કે નેકી જો, મારાં દીલમાં મેં પાલી છે, તો તેનો નીગાહબાન ખુદા જેવો વાલી છે!

બદી બદફેલી સઉ કંગાલ રદ થસે,
ચોર ચંડાલની ચાર ચુંગાલ રદ થસે.

**એરચ**—તું સુજી સમજીને મોરી સાથે નથી આવતી?
**તેહમી**—નહિ, નહિ નથી આવતી, મારી નેકી નીતીને દાઘ લગાવા નથી દેવાની, જીંદગી ભરની નાલેશી નથી લેવાની!

( જાલ ધસી આવે છે. )

**જાલ**—શું છે? એ ગડબડ શું છે?

**તેહમી**—મને બચાવો જાલભાઇ મને બચાવો.

**જાલ**—ધભરાવો ના, બેસો.

**બેજન**—( એરચને ) લાંબી ટુંકી ના કરતા, પોરીયો ઝનુની છે તે થોબરૂં રંગી નાખશે.

**એરચ**—( જાલને ) તમે કોણ છેવો ?

**જાલ**—વાહ ? મારા ઘેરમાં આવીને મનેજ પુછોછ કે કોણ છેવો ? હું પુછુછ કે તમે કોણ છેવ ?

**એરચ**—મારૂ નામ, એરચશાહ હીરજીભાઇ મુનશી છે.

**જાલ**—ઠીક, મારૂ નામ જાલભાઇ જમુજી જાલનેવાલા છે.

**એરચ**—ઓહો, જમુજીશેઠને હું બરાબર ઓરખુછ, એવણ મારા દોસ્ત થાયછ.

**બેજન**—( મનમાં ) દોસ્તતો એવા કે સલામ કરવામાંબી શરમ સમજે.

**જાલ**—પણ તમે અંહી આયા શું કામ ? તમે માંગોછ શું ?

**એરચ**—આએ તેહમીના બાઇને મારી સાથે લઇ જવા માંગુછ.

**તેહમી**—પણ હું જવા નથી માંગતી.

**જાલ**—સાભલ્યું કે ? એવણ તમારી સાથે આવવા રાજી નથી, બીજું કંઇ સાંભલવુછ ?

**એરચ**—અરે પણ બાપુ દુર ઉભો રહીને વાત કરની-એમ આંગપર શું આવેછ ?

**બેજન**—( એરચને ) સંભાળજો બત્રીશીની ખરાબી થઈ જશે. એને તો હાથની મુકકીબી વાલી મુકીછ.

**એરચ**—એ બાઇને લઇ જવાનો મને હક છે; તમે વચે ના પડો.

**જાલ**—હક ? શાનો હક ? કોણે હક આપ્યો ?

**એરચ**—એના બાપે મરતી વખતે મારાં સ્વાધીનમાં એને આપીછ, આએ મારો નોકર છે, પુછી જોવો, એ શાક્ષી છે.

**બેજન**—ખરી વાત છે સાહેબ. ( મનમાં ) ચીકીવાલો બોલ્યો ને ગંદેરીવાલાએ શાક્ષી આપી.

**તેહમી**—પણ મારે એવણુ સાથે નથી જવું. મને ધાસ્તી લાગેછ મને બીક લાગેછ, મને એ હેરાન કરશે.

**એરચ**--પણ હું તુંને કાંય હેરાન કરૂ! મારી ધારણા તો ઘણી સારી છે.

**બેજન**--હા સાહેબ, હમેશાં એવન ઘણી સારી ધારણા રાખેછ. (મનમાં) ફક્ત સાત વરસ કાલાપાણીએ જવાનોજ સોદો કીધોછ!

**જાલ**—તમારી ધારણા શું છે તે ખુલાસરથી બોલો!

**એરચ**--પણ ઘસીઘસી આંગપરજ આવોછ તે શું બોલુ?

**બેજન**--(એરચને) સંભાલજો બાપુ, એક મુકકી મારસે તો છાતીનું પાટીયું બેસારી દેશે.

**જાલ**—બોલો, બોલો, જલદી બોલો એમ હીચકારા બીકન ના બનો

**એરચ**—મારી એજ ધારણા છે કે એને લઇ જવી ને મારી પોતાની ધણીયાની બનાવવી.

**જાલ**--ધણીયાની?

**તેહમી**--ધણીયાની?

**બેજન**--ખરેખર ધણીયાની.

**એરચ**—(બેજનને) ચપી મરની, તું શાનો વચ્ચે ડાહવાઇ મરેછ?

**જાલ**--જો એવી તમારી ધારના હોય તો મારે વચ્ચે આવવુ નથી. પણ એ બાઇની મરજી પણ જાણવી જોઇયે.

**તેહમી**—હું નાચાર છુ, નીરાધાર છું, મારી મરજી તો અરે-અરે-શું કહેવુ?

**જાલ**—અચકાવ ના, ધભરાવ ના; તમારી મરજી નહિ હોય તો નહિ.

**એરચ**--હું ભલી નેમ રાખુછ ને વલી મારો સાબુત દાવો છે.

**બેજન**--(મનમાં) પાક પવીત્ર સાધુ બાવો છે.

**તેહમી**--મને વિચાર કરવાનો ટાઇમ આપો, હું એકા એક કેમ કહેવુ? થોડો વખત આપો તો મહેરબાની.

**જાલ**—અલબતાં વિચાર કરવાનો તો ટાઇમ બાઇને આપવોજ જોઇશે. ભવની પાલ બાંધવાની છે માટે શાંતપણે વિચાર કરવો જોઇએ.

**એરચ**--(બેજનને) શું વિચાર? હવે બાજી કેમ રમવી?

બેજન—(મનમાં) ખોટા પાસા ફેંકસો તો બાજી જીતાશે. હાજ કહેવો, નહિ તો આય પોરીયો ઉંચકીને ફેકી દેશે તો હાડકા પાસરાંનો ખુરડો થઈ જસે!

એરચ—ઠીક છે, કબુલ થાવુંછ. આજથી બરાબર આઠ દાહરે હું અહી આવસ ને એ બાઇનો જવાબ માંગસ.

તેહમી—મારે એ સરત કબુલ છે.

જાલ—ઠીક છે. હવે વાત પુરી થઇ, જાવો, સીધારો, બહાર જવાનો રસ્તો પેલો.

એરચ—આઠ દહાડામાં કંઇ ને કંઈ નવું જુનું થઇ જસે.

બેજન—(મનમાં) હમના પીતલ છે તે પછી સુનું થઈ જસે.

જાલ—સાહેબજી. હવે તમુને અંહી થોભવાની જરૂર નથી.

બેજન—(એરચને) ચાલો શેઠ. હવે તો એને બે હાથની મુક્કી વાલીછ.

એરચ—સાહેબજી. (એરચ અને બેજન જાયછ.)

તેહમી—કેવી મહેરબાની કીધી, આજે તમે ખરેખરા મુરબ્બીજીની ગરજ સારી.

જાલ—તમોને બચાવવાની મેં મારી ફરજ વિચારી. બેસો, તમારો પગ દુખતો હોસે, તમે ઉભા ના રહેવો, જાજી હીલચાલ ના કરો. (મનમાં) બીચારી ને લીધે મારો જીવ બળી જાયછ!

[સોલી ને દોલી ગાતા આવેછે. સોલી એક મોટો કરંડીયો ભરી કપડા લાવેછે. અને દોલી એક મોટી ગુણપાંટ ભરીને કપડાં લાવેછે.

ગાયન ૧૨ સું.

સોલી દોલી—આયારે આયા વસાવીને આયા
જુચી માયનો વાગો વસાવીને લાયા

દોલી—પારીછ ધાટીઓએ હરતાળ આવા
'લારીસ' માં બધો સામાન ધસરી લાયા.

જાલ—[હસીને] એ તમે બેઉ જણા ઘસડી પસડીને શું લાયા!

સોલી—આય મારી જુચી માયને વરે સાડી બલાઉજ બુટ મોજાં સઉ લઇ આયો.

દોલી—હું બી આય મારી દીકરીને વરે ઘેરમાં પેરવાના ને બહાર જવાના કપડાંના વાગા વસાવી લાયો.

# એમ. ડી. મેહતાના પ્રેસ માટે

## અમારો અભીપ્રાય.



આ ચોપડાઓ ઉપલા પ્રેસના જોદીઆ માલેકો (**મી૰ માણેકશા દાદાભાઇ મેહતા, તથા મી૰ મેહરજીભાઇ દાદાભાઇ મેહતાની,**) અંગ કાળજી ને જાતી દેખરેખ હેઠળ અત્યંત ખત, જહેમત અને કુનેહ કાળજીથી તુક વખતના અરસમાં છાપી આપી છે, તે માટે હું આ ભાઇઓનો 'ધી ઓરીએન્ટ એમેચયુઅર્સ' બીરાદરો તરફથી, ખરાં દીલથી આભાર માનું છું અને દરેક ભાઇઓએ આ પ્રેસને જરૂર ઉત્તેજન આપવાની ખાસ ભલામણ કરૂં છું.

લી૰ શુભેચ્છક સેવક,

**રૂસ્તમ મેરારા.**

રૂસ્તમ બાગ,
વીકટોરીઆ રોડ,
ભાયખલા, મુંબઇ

**સોલી**—સાબુ 'લવંડર' ને મોજાં ને રૂમાલ
ગોદરાંને ચારસાને તકીઆને ટુવાલ.
**દોલી**—વેલવેટના ગારા ને જોરજેતની સારી
ટીલીની કોરબી લાયાચ દીકરી મારી.

**જાલ**—[હસીને] વાહરે ઠીક કીધું. મીસ તહેમીના હવે તમુને ઘણી સગવડ થઇ રહેશે.

**સોલી**—દીકરા દોલી, આય રંગ તો તદન જુદો છે!

**દોલી**—હારે બેટા સોલી, હવે તો જાલબઇબી હસ્તા રમતા થઇ ગીયા.

**સોલી**—પણ જોર જો, ચેંગો પેંગો થઇને વાત કેવી કરેછ. રડતો ચનાવાલો જેવો ઉતો તે બોલતો પોપટ થઇ ગીયો.

**તેહમી**—તમે બેઉ સાહેબો ને મારે લીધે કેટલા બધા પઇસા ખરચવા પડયા હોસે.

**સોલી**—તેમાં શુ વાઘ મારીયો? એટલા પઇસા તારીપરથી ઓવારી નાખ્યા.

**દોલી**—તું બે ચાર દાહાડા અંહિ રેહશે તેટલાં દરરોજ નવા નવા કપડાં પેરીયા કરજે.

**સોલી**—તે જોઇને હમારો જીવબી ખુશ ખુશ થઇ જસે.

**જાલ**—બીરાદરો-મીસ તેહમીના બે ચાર દાહાડા રેહવાના નથી.

**સોલી**—કાંય, કાંય, વરી એમ શુ કરેછ જો?

**જાલ**—એવન અહી ઓછામાં ઓછા આંઠ દહાડા રેહશે.

**સોલી**—ઓટ તારી? એમ?

**દોલી**—ઓ મારા બાપ, બાજી ઉલતઈ ગઇ.

**સોલી**—સોમવારને શુભ દારે ટીલીની સારી,
સાથે પેરજે વેલવેટની સ્લીપર મારી.
**દોલી**—પોપટીઆ પેટીકોટ ને રંગીન આય સારી,
પેરજે મંગલવારે પકુ સોજા વારી.
**સોલી**—બુધવારે 'પીયર્સ' સોપે મોનું તું ધોજે
જંપર સોજું પેરી આરસીઆં જોજે.

ડાલી—બેસપતવારે તું ફુલડ્રેસ કરજે
        વેલવેટની સારીમાં શેઠાની થઈ ફરજે.
સોલી—શુકરવારે સારી થઇ તો ફરવા લઇ જઇશું,
        આતવારે તાજ મહાલમાં ડીનર બી લઇશું.
ડાલી—બારી ના મર એને નહી લઇ જવાય,
        મંડલનો કાયદો કોઇ દારો નહી તોરાય.
સોલી—માંડીવાર તારે બસ દીકરા એ વીચાર,
        કરશું ખાઇ પીને મજાહ ઘેરમાં ચીકાર.

જાલ—ખરી વાત મારે તમારી આગળ કેહેવીજ જોઇયે. તમારી ગેરહાજરીમાં અંહી શું બન્યું તે હું તમુને કહીને સમજાવું બેસો, મીસ તહેમીના તમે અંહી બેસો.
સોલી—પોરીયો તો પોતાની પાસે બેસાડેછ.
ડાલી—દુકતો તો નવો રંગ દેખાડેછ!

[બધા બેસેછે. જાલ તહેમીની બધી વાત કહેવા માંગેછે.



# અંક ૨ જો.

## દેખાવ ૫ મો.

એક રસ્તો.

(એરચ અને બેજન વાત કરતા આવેછે ગુલાં દુરથી છુપઇ ને સાંભલેછે.)

**એરચ**--મને તો વાત બધી વાંધા ભરેલી લાગેછ. આય કુમારાઓનું ઘેર છે પણ પેલો પોરીયો લાંબો વખત કુમારો રહે એવું મને લાગતું નથી. તારૂં શું મત?

**બેજન**—મારૂં એવું મત છે કે જેવા તમે નેકીના નમુના છેવ અને ખુબીના ખાવંદ છેવ, તેવા કંઇ બધા હોય નહિ. આય જાલભાઈ બદ નજરના હોય એમ હું માનુ નહિ.

**એરચ**--પણ એ જાલ જો તહેમીના સાથે પરણવા માંગશે, તો?

**બેજન**—તો તમે રખડી જવાના, બીજુ શુ! (મનમાં) તમોને રખડપટી આપવાને સેવકતો હાજર છે.

**એરચ**--કોઇબી જોખમ માથે લેવો જોઇંતો નથી, એ છોકરી જો જાલ સાથે બીજા આઠ દાહાડા રહે તો બનવા જોગ છે કે એક બીજા તરફ દીલસોજી ને પ્રીત વધે.

**બેજન**--તદનજ બનવા જોગ છે. (મનમાં) ખુદા કરે ને તેમ થાય ને તું પુરો રખડી જાય.

**એરચ**--મેં એનીબી ગોઠવણ મારાં ભેજામાં રચી મુકીછ.

**બેજન**--[મનમાં] નખોદ ગીયું એનુ ભેજુ છે કે પ્રપંચ રચવાની ફેકટરી છે! [મોટે] ત્યારે તો તે ગોઠવણ મુજબ કામ લઇએ.

**એરચ**—મેં પેલા કોલીને હાથમાં લીધોછ. ને તેનાથી બધી વાત જાણી લીધીછ.

**બેજન**--[મનમાં] કોલી મરેરે પહેલી રાતે, એ સતીયાનાસનો ગીયો તો તરાપો દુબારતોજ જાયછ!

**એરચ**—તહેમી દરરોજ રાતે જમવા પછી એખલી બાગમાં બેસેછ ને પછી બંગલામાં જઇને ઉંઘઇ જાયછ.

**બેજન**—એ તમુને કોલીએ કહેલું હોસે.

**એરચ**—હું! હા, કેઇ જગાએ બેસેછ, કીયા બાજત પર બેસેછ કેમ બેસેછ ને આસપાસ બધું શુ છે તે સઉ કોલીએ મને કહયુંછ.

**બેજન**—[ મનમાં ] નખોદ ગીયાએ નકશોબી પાડીને દેખાડીઓ હોસે કે કેમ ?

**એરચ**—વરી તેહેમી બેસેછ ત્યારે ઓવર કોટ કેમ પેહરીને બેસેછ તેબી કોલીએ મને કહયું.

**બેજન**—( મનમાં ) એરચનુ માથુ પ્રપંચની ફેકટરી છે ને કોલીનુ દાચું આટો બાફ્વાનુ કારખાનું છે.

**એરચ**—હવે કાલે રાતે આપરે ચુપચુપ બાગમાં દાખલ થઇશું ને હરસે ચોરની માફક જઇશુ.

**બેજન**—એવાં કામ તો આપરે ઘણી વખત કીધાંછ ! એટલે મુશકેલી પડવાની નથી.

**એરચ**--પછી એ છોકરીનું મોહડું દાબી દેશું ને ઉપાડી જઇશું ને આપરે ઘેરે જઇ એને કેદ કરશુ, તાબે થવાની ફરજ પાડશુ.

**બેજન**--બરાબર, ગોઠવણ તો નમુનેદાર છે. (મનમાં) ઉલથાપ આપવાને સેવકબી તઇયાર છે.

**એરચ**--પણ તહેમી એમ બોલી કે એક જનને એને કોલ આપીયોછ તે તોડતી નથી, ને મારૂં બોતારૂં બોલતી નથી તે શું ? એને કોલ કોણને આપ્યો હોશે ?

**બેજન**--હું તો ધારૂંછ કે બીચારીથી ધબરાતમાં શું બોલતાં શું બોલાઇ ગીયુંછ, બાકી કોલ આપે કોણને !

**એરચ**—એમજ, એમજ, હું બી એમજ ધારૂંછ.

**બેજન**—(મનમા) તું એમ ધારેછ તેમાંજ ઠીક છે.

**એરચ**—આપરૂ એટલું કામ પાર પડી જાય તો પછી જાલ હાથ ચોલતે રહી જાય.

**બેજન**—હારે હારે એમજ થવાનું. (મનમાં) તારૂં કામ અટકી જાય તો એ બેઉ નું જોડું સંધાય.

**એરચ**—આપરે હવે કાલ રાતની બધી ગોઠવણ કરી લઇએ. એ છોકરીને હાથ કરૂં તેજ હું ખરો માટીડો.

**એજન**— (મનમાં) ને નહિ તો હજામરે.

( બંને જાય છે. ગુલાં બહાર આવે છે. )

**ગુલાં**—શું એને સુજ પડતું હોશે ? કાંય એવી નીચ હલકી દીયાનતથી પોતાની જીંદગી અને જવાંની બરબાદ કરતો હોસે ! પણ હું પાછી કોશેશ કરશ, ફરીને એ છોકરીને સાબુત બચાવશ, ઉલથાપથી ફરી એને હંફાવસ. બદી ને નેકીના જોરે દબાવસ, તુંદ એનુ માંથુ નીચે નમાવસ, ભલી જો મકસદ મુંજ દીલમાં ધારી, તો જરૂર મલશે મુંજને હકની વારી.

ગાયન ૧૩ મું.

ગુલાં--સાંભળ બહેની, સ્યાની કહું એક વાત,
લેજો મનમાં ધારી.
પરણવું તો છે કુદરતને હાથ,
એવું લેજો વિચારી.
માતી મળે જો કે ભલા કે ભુંદા
તોબી તેને તમે ગણી લો ખુદા
તેજ છે સતીની રીત એ સાચી
સીધાં ચાંલો તેની સાથ, બહેની
લેજો હેત વધારી—
ધણીનું આંસું જો પડે ત્યાં તમે તમારૂં લોહી આપજો
પ્યારથી બોલાવી, હૈયે સમાવી.
મન હરી લેજો, સુખ તેને દેજો
તો પછી તમને બંને જહાંનમાં,
મળશે સુખ અપાર, બહેની
ખુદા આપશે યારી—



# અંક ૨ જો.



## દેખાવ ૬ ઠો.



### કુંવારા મંડળનો બગીચો.

(તેહેમીના એક બાજટ પર બેઠી છે.)

**તેહમી**—એ બીચારી ભલી બાઇ કોણ હોશે! એરચના ઘેરમાંથી મને એને ને બેજનને બચાવી ને વલી હમણાબી મને બચાવવાનીજ ગોઠવણ કરી ગઈ. જાલની આગલ એરચની બધી બદમાસીની વાત કેહી દેવાને હુ એટલી આતુર છું, પણ એ ભલી બાઇએ મારી પાસેથી કબુલાત લીધીછ કે હમના કાંઇજ કહેવુ નહિ તેથી ચુપ રહેવુ પડેછ.

(ભાણુકી આવે છે.)

**ભાણકી**—બાઇ તમે આજે મુને બોલાવી તે તમે એખલાં બેછતાં બીંતા છેવકે!

**તેહમા**—બે જણાં હોઇએ તો વાતમાં વખત સોવઇ જાય કરીને બોલાવી.

**ભાણકી**—હોવે હાવે, ને ઠંડીબી મજાની પડતી છે.

**તેહમી**—તેથી તો હું ઓવરકોટ પહેરુછ ને માંથાપર સોલ ઓઢુછ.

**ભાણકી**—આપને તો નીહ કોવર-કોટ છમજીએ કે ની છાલ દોછલા છમજીએ.

**તેહમી**—તુંબી ઓવરકોટ પેહેરે તો મજાની લાગે. લે પહેડ. જોવું કેવી લાગેછ.

**ભાણકી**--મુને છરમ લાગતી છે. મારી જાતવાલા જાને તો મછકેરી કરીને મારી લાખે.

**તેહમી**--તારી જાતવાલા કાંહા જોવા આવવાના છે? લે પેહડ. મારા સમ. મારી મરજી થાયછ.

(તેહમી ભાણકીને ઓવરકોટ પહેડાવે છે, અને તેણીના માંથાપર શાલ લપેટે છે.)

**ભાણકી**—હવે હું કેવી લાગુછ!

**તેહમી**--અરે વાહરે તારો ભપકો! તારો કોલી જોય તો ખુશ ખુશ થઇ જાય જાણે રાજાની રાંણી!

**ભાણુકી**—છારી ભાગુ કે બાઇ- મછકેરી કરો! વાંદરાને કછબી ટોપી પેહરાવી હોય તેવું તો નથી લાગતું!

**તેહેમી**—નહિ-નહિ ઘણી મજેની લાગેછ. બેસ જોઉં, વાહ ઘણી મજેની લાગેછ!

(સીપતીનો અવાજ સંભલાયછે.)

**તેહેમી**—(ચોંકીને) આવી પુગા, બેઉ આવી પુગા.
(ભાણુકીને) તું બેસ હં, હું બે ચાર ચંબેલી તોરી લાવુછ.

(તેહમી જાયછે.)

**ભાણુકી**—હઉએ, જલદી આવજો. હું જાંગલી બની ને મારો કોલી જાંગલો બનછે. ને પસી ગામ જઇછું તો બધા વીછાર કરછે કે આય છુધરેલા આયવા.

(પાછલથી બેજન ને એરચ આવે છે ને ભાણુકીના મોહડાંપર શાલ લપેટી લે છે.)

**એરચ**—ઉંચક, ઉંચક જલદી કર હું તુને મદદ આપું.

**બેજન**—પણ શેઠ, આય તો કોઇ જબરજસ્ત બઇરૂં છે. તેહમીના તો હલકી ફુલ જેવી ને આય તો ધીમચાં જેવુ ભારી નગારૂં છે.

**એરચ**—ખરેખર જો, એમ કેમ? કંઇ ગોંટાલોતો નથી, એનું મોહરં ઉઘારીને જોતો ખરો.

(બેજન ભાણુકીનુ મોહડુ ઉંઘાડેછે. બેઉ ભડકે છે. ભાણુકી ચીસ પાડે છે.)

**ભાણુકી**—હોઇરે મારી માય? કોઇ આવોરે! ધાડપાડુ આયવા રે?

**એરચ**—નાસ, બેજન નાસ, એમથી આવ.

(એક તરફથી નાસેછે જયાંથી સોલી દાખલ થાયછે.)

**સોલી**—શું છે! શું છે? ધાડ પાડુ કાંહથી આયો!

(એરચ ને બેજન બીજી તરફ દોડે છે જયાંથી દોલી દાખલ થાયછે.)

**દોલી**—એ ચીસ કોણે પાડી! એ થયું શું!

(એરચ અને બેજન ત્રીજી તરફ નાસેછે જયાંથી જાલ આવે છે. તેના હાથમાં ફાનુસ છે)

**જાલ**—સબર, સબર, કોણ છેઓ? તમે ઉભા રેહો.

(એરચને બેજન ઉભા રહે છે.)

**ભાણકી**—આય ઘોઈ લાયખા મને પકરીને લઈ જવા માંગતાતા.

**બેજન**—અરે નહિરે, તુતો હમારી માય જેવી છે. તુંને ઉચકી જવા નહિ માંગતાતા. હમે તો કોઈ બીજીને—

**એરચ**—અરે ચપરે ચપ. તુ શું બકી મરેછ?

**હાલી**—પણ તમે બેઉ જના હમારા બાગમાં આયા શું કામ!

**સોલી**—ને વરી તમે રાત પરી આયા, એ શુ!

**જાલ**—ને આય બઇરીને હેરાન કરોછ?

**એરચ**—જોવની સેઠ વાત બધી એમ છે કે હમે બેઉ અંહીથી હમના કેની જરા તેમ જતાતા.

**બેજન**—હાજી—અમે નાટક જોવા જતાતા. (મનમાં) ને ફારસ થઇ ગીઓ.

**સોલી**—પણ બાગમાં થઇને નાટકમાં જવાનો રસ્તો નહિ હોય?

**હાલી**—ને ભુલા પડો તેવા તમે ગાવડી ગમાર ગધેડા તો નહિજ હોવો.

**એરચ**—શું કામ સાહેબ હમુને એલફેલ બોલોછ?

**જાલ**—બોલવાની વાત નથી. ઠોકવાની વાત છે. અમારા કંમપાઉન્ડમાં છુપેથી આવે તે પાસરાં સલામત લઇને બહાર નહિ જાય.

**બેજન**—(મનમાં) છાતીપર પલાસ્તર બીલીસ્ટર મારવાનો વખત આયો રે, મારા બાપ! (એરચને) અરે કંઇ ઉલગબરડી દેખારોની, ભેજાંની ફેકટરીમાંથી કંઇ નવું પ્રપંચ કાઢોની.

**એરચ**—મારી વાત સાંભલો સાહેબ, અમે અહીથી જતાતા તેટલાં મોધરા ને ચંપેલીનો ખુશબોદાર સોરમ અમુને આયો.

**સોલી**—તમારાં નાખ ઘણા તેજદાર હોસે.

**હાલી**—ને સોરમ લેવાની સકતી ઉંદરના જેવી હોસે.

**જાલ**—બોલવા દેવ, એનો ખુલ્લાસો શાભળવા દેવો, પછી?



બરજોર અને દુર્ગાશંકર.
"દસ્તાવેજનો ગોંટાળો"

**એરચ**--ને અમે ફુલ તોડવા બાગમાં આયા.

**ભાણુકી**—તે હું ફુલનુ ઝાડ ઉતી કે મારી આગળ આયવા-મુવા ચોદ્દા!

**એરચ**--તેટલાં હમે એમ સમજીયા કે કોઇ રખડેલ ચોર બેઠો હોસે કરીને આય બાઇને પકડી. બાકી બાઇતો હમારી માય બહેન જેવી છે.

**બેજન**--ખરી વાત છે. અમે તો ફુલ લેવા આયા. (મનમાં) ને ને ગુલ થઈ ગયા.

**જાલ**--આય ખુલાસો માનવામાં નથી આવતો, પણ હું ખટપત કરવા માંગતોબી નથી.

**દોલી**- પણ બે ચાર કોડરી જીલાવી દેની.

**સોલી**--થોડી ઘણી નીસાની લઇને જાય તો સારૂ લાગે. લગાવું બે ચાર!

**જાલ**—નીકલો અંહીથી. યાદ રાખજે. ફરીથી મારા ગારડનમાં પગ મુકયોછ તો તમારૂ ડાચું ભાંગી નાખશ, તમારા ટાંતીયા તોડી નાખશ.

**બેજન**--(એરચને) પટી ગીયુ, ચાલો શેઠ, વતેના વાવી જઇએ.

**એરચ**--જાલભાઈ શેઠ હું તમુને ખરૂં કેહવુછ -

**જાલ**—નીકલ અંહીથી, ચાલતો થા, તારીં વાત હું ખરી માનવાનોજ નથી. અ-તર ઘડી નહિ જશે તો -

**બેજન**--(એરચને) મુક્કી ગુમાવેછ રે - ચાલો રે ચાલો.

(એરચ અને બેજન જાય છે. સોલી દોલી જાલ, ઉભા રહીને એરચને બહાર જવાનો માર્ગ દેખાડે છે. ગુલાં ને તેહમી દુર ઉભાં રહી દેખાવ જોય છે. ભાણુકી તેમને ફટકા મારેછે.)

**ટાબલો.**

**ડ્રાપ.**

# અંક ૩ જો.



## દેખાવ ૧ લો.



(બરજોર દલાલનું ઘર. એક ઓરડો. ગુલાં અને બેજન આવે છે. બરજોર બેસીને હીસાબ ગણે છે.)

**ગુલાં**—હું ઈશારત કરૂં કે તરતજ તું ઢોંગ ધતુરા શરૂ કરજે.

**બેજન**—મને પુછવું નહી પડે, તમારા હાથના ધરતાના હાથથી મેં તાલીમ લીધીછ, અને ઢોંગ ધતુરા કરવામાં તો જીંદગી અટવાઇ ગઇ.

[બેજન છુપાઇને ઉભો રહે છે અને ગુલ બરજોર આગલ જાય છે.]

**ગુલાં**—સાહેબજી શેઠ.

**બરજોર**—આવોજી, આવો બાઈ સાહેબ આવો.

**ગુલાં**—તમારૂં નામ મી. બરજોરજી દલાલ ?

**બરજોર**—જી. હા તમારો સેવક. કંઈ હુકમ છે ?

**ગુલાં**—મારે સરકારી લોન ખરીદવાની છે, અને મારાં માસીના દીકરાએ તમારી ભલામણ કીધીછ તેથી હું તમુને મલવા આવીછ.

**બરજોર**—તમે કેહશો તેમ ખરીદ કરશું. બેસોનીજી.

**ગુલાં**—હમના ભાવ શું છે ?

**બરજોર**—જોવનીજી, એતો જુદી જુદી લોનના જુદા જુદા ભાવ. આજે સવારે જે ભાવ બોલાયાછ તેની ટીપ મારાં ગજવામાં છે તે હું તમુને દેખાડૂં.

(બરજોર કાગજીયાં ચતાં પાડે છે જે ગુલાં જોયછે.)

**બરજોર**—આય ભાવ છે, તપાસો.

**ગુલાં**—તે હમણુબી એજ ભાવ હોશે કે?

**બરજોર**—તે કેમ કહેવાય? એજ ભાવ હોય કે સહેજ આની બે આની હેર ફેર થઇ હોય.

(ગુલાં ઇશારત કરેછે. બેજન દોડતો આવે છે.)

**બેજન**—અરે શેઠ, શેઠ તમારાં ઘેરનાં ભોયટલીયામાં આગ લાગી! અરે દોડો રે દોડો!

**બરજોર**—સત્યાનાસ! બુમબાવાલાને બોલાવરે, મારા બાપ!

(બરજોર અને બેજન દોડી જાય છે ગુલાં પેલાં કાગજમાથી દસ્તાવેજ કહાડી લેછે.)

**ગુલાં**—આય તે દસ્તાવેજ; એરચની મોહકાનનો આય કાગજ! પણ બરજોરને નુકશાન તો નહિ થવા દેવશ, એની રકમ પાછી મલી જાય એવી કંઇ કોશેશ કરશ.

(બરજોર આવે છે.)

**ગુલાં**—(ઘભરાતનો ખોટો દેખાવ કરીને) બોલો રે બા, કંઈ ધાસ્તી જેવું છે કે?

**બરજોર**—કંઇ નથી રે મારી માય. ભોંયતલીએ કોઇ ઘાટીના પોરીયાએ તાપનું કીધું હોસે, તે આય બીચારો ભલો પારસી રસ્તેથી જતાં જોઇને આગ લાગેલી સમજયો, ને ચેતાવવા આયો. બીચારાની મકસદ તો સારી પણ ભલા માણુસે નકામાં ગભરાવી મારીયાં.

**ગુલાં**—ત્યારે તો ઠીક. બીચારો પારસી મોહડાંપરથીજ લાગતોતોજ બીહકણુ ને ધુજરો. વારૂં હવે આય ટીપ મને આપો; હું જોઇ તપાસી તમુને આજે કે કાલે વરદી આપસ. જરા ભાવ કસીને ખરીદ કરજો હં? તમારી દલાલી થસે તે હું આપસ· માફ કરજો તમુને તરદી પડી!

**બરજોર**—અરે નહિરેજી. એમાં તસ્દી શાની? એ તો હમારો ધંધોજ છે. ભલે આવજો, જે કહેશો તે ખરીદી કરી આપશ. આવજો, હં જી, ઘેર તમારૂંજ છે.

ગુલાં—ઠેકયું ! ઠેંકયું ! સાહેબજી ! (ગુલાં જાય છે.)

બરજોર—કેવી મજાની ભલી, શીયાની, ને લાયકીવાલી બાઇ છે. પણ એનું નામ પુછતાં તો ભુલી ગીયો ! ફીકર નહિ, બીજી વખત આવશે ત્યારે નામ ઠામ બધું લખી લેશું.

(ડુરગાશંકર વકીલ આવે છે.)

બરજોર—આવો ડુરગાશંકર વકીલ શેઠ, આવો, બીરાજો અંહીયા.

ડુરગાશંકર—તમે મને પેલો દસ્તાવેજ આપો એ લઇને માજીસ્ટ્રેટની ચેમબરમાં જવું પડશે ને તમુને સોંગદપર એફીડેવીટ કરવી પડશે.

બરજોર—તમે જેમ કહેશો તેમ કરશું. દસ્તાવેજ અંહીજ છે. આએ રેહયો, આય એનવેલપમાં મેં હાવો મુકયોછ. એ દસ્તાવેજ, એ દસ્તાવેજ, ઓત્તારી અરરરર !

ડુરગાશંકર—શું છે. બા ? આપોની, લાવોની.

બરજોર—શું આપું ? મારા બાપનુ કપાલ આપું ? દસ્તાવેજ તો ગુલ થઇ ગીયો !

ડુરગાશંકર—કેઠે પડી ગીયો ?

બરજોર—પડી કયાં જતો તો ? હમણા પાંચ મીનીતની વાત પર મેં એ જોયેલો ને આય પરબીડામાં મુકયો. પછી ગીયો કહાં ?

ડુરગાશંકર—તે ગીયો કાંહ તે ઉલ્લુ જેવા મને પુછોછ કે ? મારો ટાઇમ નકામો વેસ્ત કરોછ; મારો ટાઇમ ઘણોજ પ્રેશીયસ છે, ટાઇમ ઇઝ–મની–ફોર મી.

બરજોર—પણ તમે શાના હાથ પગ પછાડોછ ? મારી બધી મોહકાન વલી ગઇને

ડુરગાશંકર—નોનસન્સ ! ઠાવું મુકયું કાંય નહિ ? મને તો હજુર કેટલું કામ છે, ને અગ્યાર તો વાગી ગયા.

બરજોર—ને માંરા બાર વાગી ગીયા ! મને સમજ પડતી નથી. દસ્તાવેજ ગીયો કહાં ?

ડુરગાશંકર—હમણાં કોઇ અંહી આવી ગયું હતું ?

બરજોર—હા–હા–હા–પેલી ભોલી ભલી લાયકીવાલી બાઇ તો ઉલગબરડી રમાડી નહિ ગઇ હોય ?

ડુરગાશંકર—કોણુ બાઇ, તેનુ નામ શું ?

**બરજોર**—અરે બાપુ નામ બી નથી જાણતો ને ઠામબી નથી જાણતો, બની ગીયા, આપરે પુરે પુરા બેવકુફ બની ગીયા!

**ડુંગરાશંકર**—નકામો મને હેરાન કરોછ. પોતાનું ઠેકાણું નહિ મલે ને નાહકની ખટપટ! આએ, મારી વીઝીટની ફી તો હું જરૂર લઇશ, માંઇડ વેલ! (ડુંગરાશંકર જાય છે.)

**બરજોર**—ભોંયતલીયામાં આગ તો નહિ લાગી, પણ મારૂં ગજવું સલગી ગીયું! મને લાગેછ કે એ એરચનીજ કોઇ જાસુસ હોવી જોઇએ. એ એરચનીજ ફેંટ પકડું, ને ધાંધલ ધરપચથી ગભરાવી મારૂં; જોઇએ કંઇ સાર નીકલેછ.



# અંક ૩ જો.



## દેખાવ ૩ જો.



કુંઆરાં મંડળના મકાનનો બહારનો દરવાજો.

[ સ્ત્રીઓને દાખલ થવાની સખત મનાઇ છે એવું પાટયું ઉતારી મુકયું છે. સોલી અને દોલી ગાતા આવે છે. ]

ગાયન ૧૪ મું.

સોલી—બઇરાં વગર દુન્યામાં કંઈ મજાહ નથી, રે માય

દોલી-NOW LET ME TELL YOU ખરેખર બૈરાંથીજ સોવઈ જાય
બઇરાં વગર લાગે છે હ્યાં બધું ફીકું કુચ

સોલી—NOW I WANT YOU TO SAY, કે મારો વિચાર છે
બઇરાં બોલાવ્યે રે, જરા જરા EXPERIMENT કર્યે
SURE I'LL TRY

( કોરસ )

દોલી—બઇરાંઓ આવશે તેને WELCOME કરશું

સોલી—બેધરક સાથે ફરશું, ને નહી કોઈથી ડરશું

દોલી—દેખરાવશ ફરીને આપરો બગીચો FINE

સોલી—હું પાવશ તે લોકોને CHAMPAGNE કે WINE.

સોલી—તહેમી આવીને રહી તેને બીજેજ દાહડે મેં તો "સ્ત્રીઓને દાખલ થવાની સખત મનાઇ છે." એવુ પાટયું ઉતુ તે ઉતારી મુકયું.

દોલી—ઘંણુજ ઠીક કીધું. મારો તો એવો વિચાર છે કે "બઇરાઓએ બેલાશક દાખલ થવું" એવું પાટયું લાગાવ્યે.

સોલી—દોલી દીકરા, ઘેરમાં એકુ બઈરૂં હોયછ તહારે સોહવઇ ઘણું જાયછ જો.

દોલી—હારે, બે ત્રણ બીજાં વધારે હોય તો ઘણીજ મજાહ પડે ! (કુંવર આવેછ)

સોલી—અરરર, એ કાંહાથી આવી ! અખારા કરી જજેરે-અસમખારા કરી જજે.

દોલી—લે, નામ દેતાને વાર એક બાઇ તો આવી લાગાં. આવોજી કોણુને પુછોછજી !

સોલી—(મનમાં) પણ એ શાનો મારી ફીઆંસે આગળ ચેંગો મેંગો થતો હોશે !

કુંવર—એમ છેજી કે આખાં માટુંગામાં તમારો આએ બંગલો ઘણો વખણાયછ, તેથી બે ઘડી આવવાનું ઘણી વાર મન થતુ તું, પણ બઇરાંઓએ દાખલ

થવું નહિ એવું પાટયુ ઉતુ તે કેમ આવું ! આજે પાટયું નથી તે જરા આવી.

**દોલી**—ભલે આયાં, ભલે આયાં. ફરો હરો, ગમે તો ફુલઓ લેવો. (સોલીને) સોલી દીકરા બાઇ મજાનાં છે.

**સોલી**—(મનમાં) નખોદ ગીયો એ કાહાં પરોણો ઉતરેછ. ! (મોટે) હા. બાઇ મજાનાં છે.

**કુવર**—જી તમારૂં નામ શું જી ?

**દોલી**—જી મારૂ નામ દોરાબજી ને એવણુ સોરાબજી. જી હું કુંમારો છેઉં.

**સોલી**—(મનમાં) મારા પેટમાં તો કંઇ અકર વકર થાયછ.!

**દોલી**—તમારૂં નામ શું ! કહાં રહેવોછ ?

**કુંવર**—મારૂં નામ કુંવરબાઇ. તમે કુંવારા છેવ પણ હું તો અદરાએલી છેઉં.

**સોલી**—(કુંવરને) મારૂ નામ ના દેતી રે નામ ના દેતી.

**દોલી**—કુવરબાઇજી, તમે ઓસકાતા ના જો, તમે કહેવો તો લેમલીટ મંગાવું જરા પીશો !

**કુવર**—નહિજી ઠેકયુ. તમે કેવા ભલાને ઓબલાઇજીંગ છેવ. હું ઇચ્છુંછ કે મારો અદરાયલો માટીબી તમારા જેવોજ હોય !

(દોલી અને કુંવર વાત કરેછે, મહેરા આવેછે).

**સોલી**—આય તો બીજી બાઇ આવી ! નખોદ ગીયાં આજે બઇરાઓનાં કેમ વાહણુ ફાટાં ! આવોજી આવો.

**દોલી**—(એકાએક મહેરાંને જોઇને) માર્યો ગીયો, એ કેમ આવી ! આબરૂના કાંકરા થવાના તો.

**મહેરાં**—ચાલની કુંવર હું બાહર તારી કાહારની વાર થઇ વાત જોયા કરૂંછ. આએ કુંમારાઓનો ગારડન છે તે કેહજ કે અંહી કોઇ બઇરી આવેછ તો એ કુમારાઓ લકડી લાકડીએ મારીને બાહાંર કાહાડી મુકે છ.

**સોલી**—નહિરેજી, એવું કંઇ નથી. અમે કંઇ એવા ઘાતકી છઇએ.

**કુંવર**—(દોલીને દેખાડીને) આએ બીચારા ભલા શેઠ મારી તરફ ઘણી દીલસોજી બતાવે છ ને બીચારા ઘણી મદારત કરે છ.

**મહેરા**—પણુ આય શેઠબી ભલાને દીલસોજ લાગેછ. મોહડાં પરથી જેવા હેંડસમ છે તેવાજ ભલા હોશે.

**દોલી**—(મનમાં) વલી સોલી હેંડસમ કયારે થઇ મુવો ! એ મહેરાં તાંહ કાંહા ટળી પડી !

**કુંવર**—હું તો આય દોરાબજીને જોયા પછી એવું વિચારૂંછ કે મારા અદરાએલાને છોડી દેવું ને એવનની સાથેજ પરણી જાવું.

સોલી—(મનમાં) તમારે તો હું રખડી મરવાનો!

મહેરાં—ને મને એવું મન થાય છે કે આય સોરાબજી સાથે લગન કરૂં.

દોલી—(મનમાં) મહેરાં, મહેરાં તારે પગે પડું, તું એમ શું કરેછ જો.

સોલી—(મનમાં) અરે કુંવર દીકરા ગરે લગાડીને શું ગરદન મારેછ?

કુંવર—વારૂં, તમે બેઉ જણા કહેવો, કે સમખાઇને કહેવો. કે અમારા જેવી બઈરી મલે તો તમે લગન કરો કે નહિ કરો?

દોલી—જી, પહેલાં એવણને કસમ આપીને પુછો.

સોલી—નહિજી, પહેલા એવણને સોગંદ આપીને પુછો મારાથી પહેલાં નહિ કહેવાય.

કુંવર—ત્યારે બેઉ જણા સાથે જવાબ દેવો હા કે ના?

દોલી—(સોલીને) સોલી તું પહેલાં હા કહી દે.

સોલી—(દોલી) નહિ બા, તું પહેલા હા કહે.

મહેરા—જો તમે જવાબ નહિ દેશો તો હું હમણા હડહડતા સોગંદ લેવસ કે કદીબી પરણવું નહિ, ને સદા કુંમારીજ જીંદગી ગુજારવી.

કુવર—ને હુંબી હમણા સોગંદ લેવસ કે સદા કુંવારીજ રહેવશ ને કદી પરણુશ નહિ.

દોલી—(મનમાં) શું કરૂ હા કહી દેવું.

સોલી—(મનમાં) કેમ કરૂં! પાન છેર્યું હીલવું?

મહેરાં—ચાલો હવે છેવટનો જવાબ દેવો.

દોલી }
સોલી } પનશુંજી, પનશુંજી, પનશુંજી.

[મહેરાં કુંવર હસી પડે છે અને ચારે જણાં વાતચીત કરતાં ખુશ ખુશલ જાય છે. જાલ આવે છે,]

જાલ—પપા આગલ જાવું કે નહિ જાવુ! તેહમી કહાં ને કહાં ઘેરમાં આવી! એ આવી તાહરથી મારા બધા વિચાર ટોપસી ટરવી થઈ ગીયા! પપા આગલ જઇને લગનને વરે કેમ કેહેવું, એવન તો ઘણા કોરા કહાડશે. હવે મને લાગેછ કે ઘેરમાં એકબી વુમન હોય તો ઘેર ગાજે ને રંગીલુ થાય ને જો પરણીને બઇરી ઘેરમાં લાવી હોય તો-(અંદર જોઇને) આએ શું? દોલી ને સોલી કોઇ બઇ રાંઓ સાથે વાત કરતા આવેછ. નવો રંગ છે!



કુંવર અને સોલી
"છુપી મુલાકાતની મોજ"

કે. વાડીઆ,
હીરાના વેપારી,
ગ્રાંટરોડ. Ph. 42483.

(દોલી, સોલી, કુંવર, ને મહેરાં આવે છે)

**દોલી**—હમણાં બધુ છુપુજ રાખશું, જોલી આગલ એક હરફબી હમણા કહેવો નહિ. પછી સઉ થઇ રહેશે.

**સોલી**—એજ ગોઠવણ ઠીક છે, હમણા તો ગુપચીમાંજ ગરક થઇશું.

**દોલી**—અરે પણ એજ ઉભો છ ! બાજી સંભાલજે દીકરા સોલી.

**સોલી**—હું તો સંભાલસ પણ તું કંઇ ભાંગરો ના વાવટો બેટા દોલી.

**જાલ**—તમે કહાં ફરોછ ? આગળ બાઇ કોણ ? મને એવન સાથે ઇનત્રોડયુસ કરાવોની.

**સોલી**—આએ બે બાઇ આપરા બાગમાં ફરવા આયાંછ.

**જાલ**—આઇ એમ સો ગ્લેડ. તમે બધે બધ ફરયા કાંય નહિ ?

**કુવર**—જી હમે બધે ફરયાં. આયે બેઉ શેટીયાઓએ ઘણી મહેરબાની દેખાડીછ.

**દોલી**—એમાં મહેરબાની શાની ? તમે અહીં આયાં એજ હમો મહેરબાની સમજીયેછ. કેમ નહિ બોલ્યો જોલી દીકરા ?

**જાલ**—અલબતાં. ખરી વાત છે, આવોની, અંદર આવોની, જરા સોડા લેમન લેવોની, શરમાતા ના.

**મહેરા**—નહિજી, માફ કરો, અમો હવે જઇએછ. સાહેબજી ચાલો કુવર.

**જાલ**—આવજો. અવાર નવાર આવ્યા કરજો. બાગમાં ફરજો હરજો. ને ગમે તો બંગલામાંબી આવજો.

[ મહેરાં અને કુંવર જાય છે. ]

**સોલી**—કેમ જોલીબા, તમે તો બઇરાંની સાથે વાત કરવામાંબી પાપ સમજતાતે હવે સવાબ કેમ થઈ ગીયું ?

**દોલી**—ને બઇરાંને ઘેરના ઉંબરપરબી ઉભાં રાખવામાં મોટો ગુનાહ ધારતા તા, તે હવે બઇરાંને ઘેરનાં તેડવામાં મજાહ કેમ લેવોછ.

**જાલ**—"માણુસ બલવાન નથી - વખત બલવાન છે." જેમ મારા મનમાં કંઇ નવા વીચાર આયા ને જુના ફેરવાઇ ગીયા, તેમ તમારાબી વિચાર કદાચ ફેરવાઈ જશે.

**સોલી**—(મનમાં) આપરે તો કયારના જુના વિચારોને અભરાઈ પર નાંખીબી દીધા.

[ ત્રણે જાય છે. ]

# અંક ૩ જો.



## દેખાવ ૩ જો.



### જમુજીનું ઘેર.

(જમુજી ને ડુંગરગાશંકર વાત કરતા
આવે છે.)

**જમુજી**—તારે શું હમણા સુધીમાં કશો પટો લાગો નથી ?

**ડુંગરગાશંકર**—મેં આખા જંબુશરમાં તપાસ ચલાવી. એમ કહેછ કે મરનાર તેમુરસની દીકરી ગુલ થોડા વખતપર પરણેલી ને પછી એકાએક ગુમ થઈ ગઇ.

**જમુજી**—પણ એ ગુલબાઇ પરણીને ગઈ કયાં ? ડુંગરગાશંકર તમે પુછપરછ કીધી હોશેને.

**ડુંગરગાશંકર**—કોઇ એમ કહેછ કે રતનશા નામના પારસી સાથે છુપાછુપ અગીઆરીમાં લગન કીધાં તે પછી દોઢએક મહિના પછી માટી બૈયર જતાં રહયાં! જંબુસરમાં એના જે સગાં છે તેઓનેબી એની કશી ખબર મલી નથી.

**જમુજી**—પણ એ ગુલબાઇના માસીના વસ્યત મુજબ ગુલબાઇને જે બે લાખ રૂપીયા આપવાના છે તે આપરે કહાં સુધી નાંખી મુકીએ ? આપરે જાહેર ખબર આપીએ તો કેમ ?

**ડુંગરગાશંકર**—મારો પણ એજ વિચાર છે, જમુજી શેઠ. જાહેર ખબર આપવી જોઇએ. બીચારી ઘણી ખરાબ હાલતમાં હતી ને હવે સારી હાલતમાં આવે તેવો પ્રસંગ આવ્યો ત્યારેજ એ ગુમ થઇ ગઇ.

**જમુજી**—આપરે એક જાહેર ખબરનો ખરડો ઘડી કહાડયે ને પછી બે ચાર દહાડા રહીને પ્રગટ કરીએ. બે ચાર દહાડા થોભસું ને તે અરસામાં ફરીને જંબુસરમાં તપાસ કરશું. તમે આવો માસ લાઇબ્રેરી રૂમમાં, આપરે ખરડો લખી કાઢીયે.

(બંને જાય છે. એરચ આવેછે.)

**એરચ**—કહાં છે ? અંહીતો કોઇ નહિ મળે. બેજન વળી કયાં અટવાઈ ગીયો ?

( બેજન આવેછે )

**બેજન**—જમુજીનો નોકર કહેછ કે જમુજી શેઠ કોઇ વકીલ સાથે વાતે બેઠેલા છે ને કેહવારીયુંછ કે તમે બેસો, બે મીનીતમાં આવુંછ.

**એરચ**—ઠીક, ત્યારે બેસીગેછ. પણ મેં તુને પાઠ ભણાવ્યોછ તે યાદ રાખજે.

**બેજન**—પાઠ ભણાવ્યો ને તે હવે કેવો મોડે થયોછ તેની પરીક્ષા લેજો. (મનમાં) તારો પાઠ ભણવા તો તારી પૂઠે લાગોછ.

**એરચ**—આપરી બે બાજી ઉલટઇ ગઇછ. આપરા ઘેરમાંથી તહેમી નાસી ગઈ ને બાગમાંથી પકડી જવામાંબી હારી ગીયા.

**બેજન**—શું કરશો શેઠ ? તમારાં નસીબ ! દુવા માંગોની કે બાગમાં આપરે મલીદો નહિ જીલીયો. બાકી મને તો એમ લાગેછું કે આપરો હુર્યો થયો ને આપરે બેઉ ગધેરા બન્યા ને તે સાથે ગધેરાની કાની દફેનાબી જીલવાનો વખત આયો.

**એરચ**—એમજ થયું, પણ હજી હું હઠવાનો નથી, કોશેશ તો કરીયો જવસ.

**બેજન**—આપરે કુવારા મંડલના ગારડનમાં દાખલ થયા ત્યારેજ એક કાલી બીલારી આદી ફરી ગઈ, ને તેથીજ આપરે હરલ બેહોરમત થઈ હરઘુત બની ખસીયાના પડી નાખ નીચું કરીને બહાર નીકલીયા.

**એરચ**—બસ બસ, તે વાત હવે યાદ ના દેવરાવ, બાલી નાખ તે વાત.

**બેજન**—(મનમાં) તે વાત મને તો યાદ દેવરાવાની મજાહ પડેછ.

( જમુજી આવેછે. )

**જમુજી**—આવો મી૰ એરચશાહ મુનશી, બેસોના, માફ કરજો તમુને બોટી રહેવું પડયું.

**એરચ**—કંઇ નહિરેજી, હું તમારી સાથે ખાનગી વાત કરવા આયોછ.

**જમુજી**—બોલોની શું છે ? પણ ભઇ એરચ, હવે પૈસા ઉછીના માગતાજ ના. તમારી પર મારા એક હજાર તો માંગતા છે, તે સુઇ ગીયા છ. વધારે હું આપવાનો નથી.

એજન—(મનમાં) શું મારા શેઠનીબી આબરૂ છે ?

એરચ—પઇસાને વાસ્તે હું નથી આયો. હું તો તમોને એક ચેતવણી આપવા આયોછ.

જમુજી—ચેતવણી ! શાની ચેતવણી !

એરચ—તમારા દીકરા જાલને વરે હું તમોને ચેતાવવા માંગુંછ. તે હમણા કુંવરા મંડલના મકાનમાં રહેછ, ને સદા કુંવારો રહેવાનો તેને ધખારો છે.

જમુજી—ધખારો છે, એમ ના બોલો ! ધખારો ઉતો એમ કેહો. હું એની બધી ખબર અંતર રાખ્યા કરૂંછ, ને મને લાગેછ કે આજ કાલ એ કોઇ છોકરી સાથે ગોઠવઇ જશે.

એરચ—તે છોકરી કોણ ! એના બંગલામાં રહેલી છે તેજ કની ? તેહેમીના કરીને કોઇ રખડતી છોકરી જાલ ઉપર જાળ નાખવા આવીછ તેજ કેની ?

એજન—(મનમાં) શેઠે ઠગાઇની બાજી ચાલુ કીધી, દગાબાજનું પહેલું પ્યાદું પેઠયું.

જમુજી—તે છોકરી રખડતી છે, જાલ ઉપર જાળ નાખેછ, એમ તમે શા ઉપરથી કહોછ ?

એરચ—હું તમુને બરાબર સમજાવું. હું તમુને બધું સાચુંજ કહેવસ. રતીભાર ખોટું કહેવાનો નથી.

એજન—(મનમાં) જરાબી ખોટું નહિ બોલસે, આય જમાનાનો એ તો હરીચંદર છે.

એરચ—એ છોકરીનો બાપ મહેલાસા મરી ગીયો ને છોકરી ઘણીજ છકેલી ને ઉછાછલી તેથી એને મહેલાશાહે મરતી વખતે મને સોંપેલી.

એજન—(મનમાં) ગામમાં બીજું કોઇ મલ્યું નહિ તે ચુંતી ચુંતીને આય ભલા માણુસને સોધી કાઢીયો.

એરચ—હું એને મારે ઘેરે લાયો ને મેં એમ ધારીયુ કે એના બાપનો માસાસો વીતે કે પછી એની સાથે મારે લગન કરવાં.

**જમુજી**—તમારો વિચાર ઘણો નેક હતો, હું તમારી ખાસહનની ખુબી પીછાનુંછ.

**બેજન**—(મનમાં) ખાસીહત તો એવી છે કે સાત ખાસરાં મારો તો ઓછાં છે.

**એરચ**—પણ એ ત્રણ દાહાડા રહીને એકાએક નાસી ગઇ.

**જમુજી**—નાસી ગઇ! તમારા ઘેરમાંથી નાસી ગઇ!

**એરચ**—હા જી, ખાવા પીવાનું, સુખે રહેવાનું, આલાહેડા ઓરડો ને કપડાં ચપડાં બધું ઉતું. પણ એને આબરૂ ઇજજતમાં રહેવા ગમીયું નહિ તે નાસી ગઇ.

**જમુજી**—બહુજ અજબ જેવું! એને કંઇ પસંદ કરવાજોગ ચીજ નહિ.

**એરચ**—નહિજ તો સાહેબ. મારા ઘેરમાં કેવું સુખ ઉતુ જો. પણ એને ગમીયું નહિ. પુછોની આય મારા નોકરને; કેમ બેજન ખરૂંકેની?

**બેજન**—હા જી સાહેબ, સાહેબ સોખ મજાહ કરવાની ઉતી ને લગન કરીને સુખ જોવાનું ઉતુ. (મનમાં) અને તે સુખથી આવા સપર પુરાને હાથે જોવાનુ ઉતું.

**એરચ**—મારૂં ઘેર ભરીયુ ભાડરીયુ છે. ખોદાના હોકમથી જે જોઇએ તે હાજર ને ભરપુર છે.

**બેજન**—હા સાહેબ, બધુ ભરપુર છે. પેટી પેટારા બધા ચીકાર ભરેલા છે. (મનમાં) ને પેટીમાં જોવો તો પસ્તાંનાં કોટલા ને નાટકના જુના હેંનબીલ.

**જમુજી**—તમારૂં ઘેર ભરીયુ ભાડરીયુ હોય એમ હું માનતો નથી. પણ મને લાગેછ કે એ છોકરી સાથે તમે પરણુતે તો ઠીકજ થતે.

**એરચ**—ઠીકજ થતે.

**બેજન**—(મનમાં) પણ પનવા દેતે કોણ? લગનની ખુરસીપરથી લાત મારીને હું ઉતારી નહિ નાખતે કે?

**જમુજી**—પણ તમે જાંગ્રને ચેનાવીયો કાંય નહિ? જેમ તમે આય બધી વાત મને કહી તેમ તેને કાંય નહિ કેહી?

એરચ—મને એક ધાસ્તી હતી.

બેજન—(મનમાં) જાલને કહેતે તો થોભરૂં રંગાઇ જતે તેની ધાસ્તી હતી.

જમુજી—ધાસ્તી! શાની ધાસ્તી?

બેજન—કદાચ જાલ કાંઇ વહેમાઇ જાય; મારી વાત ખોટી ધારે; કદાચ તે છોકરીજ ઉંધુંચતું સમજાવે તેથી અખારા કીધા

જમુજી—હું પોતે જાલ આગલ જવસ ને એને બધું સમજાવસ. એ છોકરીથી મારા ભલા બેટાને બચાવવો જોઇએ.

એરચ—એમજ કરો જમુજી શેઠ, પણ મારૂં નામ ના દેતા. બહારોબહાર તમુને ખબર મલી હોય તેમજ વાત કરજો. મેં તો તમારી સેવા બજાવીછ, હવે મને બચાવજો.

બેજન—(મનમાં) એને બચાવજો બાપુ, નહિ તો જાલ એની મુંડી ધરીને મરડી મુકશે.

જમુજી—નહિ; હું તમારૂં નામ નહિ દેવસ, આવી ખબર મને તમે આપી તેથી હું તમારો ઘણો આભાર માનુંછ. મારો દીકરો પરણે ને મારા ઘરમાં વહુ આવે એવું હું જીગરથી ઇચ્છુંછ, પણ આવી પાખંડી છોકરી સાથે પરણે તેના કરતાં સાત ભવ કુવારો રહેતે ભલું.

એરચ—હું તમુને ચેતાવીને ધરમનું કામ કરૂંછ.

બેજન—(મનમાં) ધરમ કરતાં કરમ નહિ નડે બચા સંભાલજે.

જમુજી—હેંકમુ! હેંકયુ? હું તમારો ઘણો આભારી થયોછ. વખતસર વાત બધી જાણી એ ઠીકજ થયું.

એરચ—હવે હું રજા લેવુંછ. સાહેબ; પણ ફરીથી કેવુંછ કે મારૂં નામ ના દેતા. નકકામો જગડો થશે.

જમુજી—મેં કબુલાત આપીછ તે તોડસ નહિ. સાહેબજી, આવજો.

એરચ—(બેજનને) આબાદ નેમ ટાંકી તીર લાગો.

બેજન—(મનમાં) તીરનો ટુકકો બનાવતાં મને કહાં નથી આવડતું?
(બંને જાય છે.)

જમુજી—હું તો મનમાં ખુશ થતો તો કે મારો દીકરો ઠેકાણે આખરે આયો, પણ આય તો જંજાલ ગઇ ને આફત આવી. જાલ સમજુ ને ડાહયો દીકરો છે, મારૂં કહયું માનસે, ને જો નહિ માનસે તો હું એને નિવારી મુકસ, એ મારો દીકરો નહિ, હું એનો બાપ નહિ.

# અંક ૩ જો.



## દેખાવ ૪ થો.



### કુંવારાં મંડળનો બગીચો.

( જાલ આવે છે. )

**જાલ**—બનતાં બને તે ખરી. ગમે તો ફજેતી થાય, ગમે તો હુરીયો થાય, ગમે લોક હશી મશકેરી કરે, ગમે તો પ્પાજી ઠેકડી રમુજમાં તાણું ટપલાબી મારે, પણ હું તો હવે મારા દીલની વાત, તેહમીની આગળ જાહેર કરવાનો, ને ફર કરવાનો. પ્પા આગળ જઇને રજા માંગવાનોજ, ને દોલી સોલી આગળ એકરાર કરી દેવાનોજ.

( તેહેમીના આવે છે. )

**તેહમી**—સવારની વાર થઇ દુરના દુર નહાસતા ફરોછ, તે છે શું? કંઇ મારાથી બોહોછ કે?

**જાલ**—હા. તમુને જોઇને મને બીહક લાગેછ ને મારાં પેટમાં ફાળ પડેછ.

**તેહમી**—કાંય! કાંય! હું કંઈ એવી મધરડા જેવી છેઉં? કંઇ મારામાં મોટો ફેરફાર થઈ ગયેલો તમોને લાગેછ?

**જાલ**--તમારામાં નહી, પણ મારામાં ફેરફાર થઇ ગીયોછ.

**તેહમી**—જોઉં, તમારૂં મોહક? કાહાં છે! જેવા પહેલે દાહારે તમે ઉતા, તેવાજ હમણાંબી છેઓ.

**જાલ**—ફેરફાર મહોડાંપર થયો નથી. જીગરમાં થયોછ, હૈડામાં થયોછ!

**તેહમી**—હાશે બા. તમારાં જીગરમાં હું જોઇ શકતી નથી, ને હૈડાનો ફેરફાર મને દેખાતો નથી.

**જાલ**—એ ફેરફાર આંખે જોવાનો નથી. જે લાગણીથી મારામાં ફેરફાર થયોછ, તેજ લાગણી તમોને ઉપજી હોય, તોજ મારાં જીગરનો ફેરફાર, તમો જાણી શકો, પારખી શકો.

**તેહમી**—તમો તો આ બધું ભરમમાં બોલોછ. આપરે કંઈ એવું સમજતાં નથી.

**જાલ**—ખરૂં કહોછ? નથી સમજતાં?
મારામાં શું થયોછ ફેરફાર, તે ખુદ તમારાં જીગરને પુછો,
મારાં દીલની લાગણી શું છે! તમારા હૈડાંની નજરને પુછો;
આંખ બંધ કરીને એ ફેરફાર તમે જોઇ લેજો!
શું દેખાયું? સાચેસાચું, ખરેખરૂં, કહી દેજો.

**તેહમી**—(આંખ બંધ કરી) હા, ઘણું દેખાયછ, ઘણું દેખાયું. પણ એક ચીજનો વાંધો છે. પહેલે દાહાડે હું આવેલી ત્યારે તમે શું કહેલું?
તમારા ઓસ્તવાર સાબુત સંગીન બોલને યાદ કરો, સદા કુંવારૂં રહેવાના, તમારા તે કોલને યાદ કરો.

**જાલ**—અરે બળી ગીયો કોલ ને બોલ. કાલે પેલો એરચ તમારો જવાબ લેવા આવશે, ત્યારે તમે બસ તેને કહી દેજો કે તમે તો અદરાઇ ચુકાંછ. તમારા ખાવંદને તમો પસંદ કરી ચુકાંછ. બોલોની, એમ કહેશો કે? મને જવાબ દેવો.

**તેહેમી**—હમણુંજ તમુને જવાબ દેવું?

**જાલ**—હા, હમણુજ, આય ઘડીએ.

(કોળી આવે છે.)

**કોલી**—બાબ તમારા બાવા આવેલા. જમુજી છેઠ આવેલા, ને કપિલું કે તમને ઉતાવળે હમણા મળવા માંગે.

**તેહેમી**—દોડી જાવો, તમારા પપાને મલી આવો. પછી આપુંને આવી વાત કરવાની ઘણી ફરસુત મલશે.

**જાલ**—જઇને મલી આવુંછ. પણ આજેજ તમારાથી જવાબ લીધા વગર રહેવાનો નથી! યાદ રાખજો.

(જાલ દોડી જાય છે.)

**તેહમી**—શુકર છે પરવરદેગારના, હજારો હજાર! મારાં જીગરની ઉમેદ પાર પડેછ. હું રાંધણીમાં જઇને સુખડ લોબાન ચુલામાં મુકીને દુવા ગુજારૂં.

ખુદા મને યારી આપે સુખી મારો સંસાર બને,
દીલ લેનારો એ મારો સાચ્ચોજ દીલદાર બને,
સાફ હાથેજ મારા હાથનો એ ધરનાર બને,
ખાલેસ હૈડાંથીજ મારા હૈડાંનો એ હાર બને.
ચહાયો તેવોજ નેકી નીતીનો પાબંદ મળે,
મનગમતો ભલો મને આ ખાવંદ મળે.

(તેહેમી જાય છે. બેજન અને ગુલાં આવે છે.)

**ગુલાં**—છુપાઇને આપરે આયાંછ, ને છુપઇનેજ રહીશું. જમુજી અહીયાં આવેલા છે ને જાલ સાથે આએ તહેમીનાને સારૂંજ વાત કરવા માંગતા હોશે.

**બેજન**—એમજ તો. એરચે એને ખોટું સમજાવ્યુંછ તેથી એ બુધ્ધો ભંભેરઇ ગીયોછ.

**ગુલાં**—આપરે છુપઇને સાંભરશું, કે એ લોક શું વાત કરેછ.

**બેજન**—મને તો લાગેછ કે કામ બધું બગરી જશે, ને એ બીચારી છોકરી હેરાન ને હાડમાર થશે.

**ગુલા**—ખુદા પર વીશ્વાસ રાખ તેની મદદ આકેબત મળશે, એમ ખાત્રીથી માન.

દેશે ખુદા મદદ લાવવા સારા અંજામને,
જેમ દીધીજ મદદ હકે હમેશાં ગુલફામને.

**બેજન**—અરે પેલા બાપ દીકરા આવેછ, અંહીયા છુપઈ જાવો.

(બંને છુપાય છે અને જમુજી અને જાલ આવે છે.)

**જાલ**—પપા, પપા, તમે કેહોછ તે માનવા મને નથી ગમતું. મારૂં જીગર કબુલ નહી કરતું. હું કેમ માનું?

**જમુજી**—એ તહેમીના છોકરી પાખંડી છે એમ માનવાને કારણ મલેછ.

(તહેમીના આવે છે અને છુપઇને સાંભળે છે.)

**જાલ**—કોઈવાર પુરાવાઓ ખોટા હોયજ પપા.

**જમુજી**—તુંને એમ લાગતું હોશે. તું નાદાન છે બેટા, બીનઅનુભવી છે એ છોકરી પેલા એરચ મુનશીનાં ઘેરમાં રહી એ વાત ખરી તહાંથી એ નહાશી આવી એબી વાત ખરી. પણ નાસી,

ક્યાંય આવી ? તેનો ખુલાસો એ નથી કરતી, તેનું કારણ શું ?

**જાલ**—કાંઈ ઘણું અગતનું ને જરૂરી કારણ હોશે.

**જમુજી**—સદગુણી, સાચ્ચી, ને નેક હોય તે તો ખરૂં હોય, તે ખુલાસાવાર કહી દે. એ બોલતી નથી, કહેતી નથી એજ શક ઉપજાવવાનો સબબ આપેછ.

**જાલ**—પપા મને તમે ખરૂં કહો. તમુને શક ઉપજેછ ?

**જમુજી**—દીકરા મારા, તું ગમખાર ના બન, હું તુને ગમખાર બનાવવા કહેતો નથી, પણ હવે પછી આખી જીંદગીભર તું ગમખાર નહિ બને એવી ધારણાથીજ હું આય કેહુંછ. નહી એના કુટુંબની નીસાની કે નહી માયબાપની ઇધાની. નહી એની રહેણી કરણીની ખબર, કે નહી એની હમના સુધીની જીંદગીની વીગત, બધુ છુપુ છે ને એ છુપુ રાખેછ.

**જાલ**—પણ પપા, એની સાથની મારી વાતચીત પરથી મેં જોયુંછ કે તેહમી સાચવતને પસંદ કરનારી છે. મોતેબર યકીનદાર છે. નેકીને ચાહનારી છે, અને વફાદારીને પીછાનનારી છે, ખુદાપર એનો વિશવાસ છે, મધુર મીઠો એનો ખવાસ છે.

**જમુજી**—તુંને એ ડગવાની બધી સફાઇ કાંય નહી હોય ? દીલમાં ખોટું ને જબાં પર સચ્ચાઇ કાંય નહી હોય ? તુંને ભંભેરવાની યુકતી કાંય નહી હોય ? મને તેહમીના માટે જે ખબર મલીછે તે પરથા મને એ છોકરીને વરે સારો વીચાર બેસતો નથાં. મને તો ખુલ્લું એવુંજ લાગેછ કે એ છોકરીની સવાલ ઉઠાવવા જોગ રીતી હોશે, એની વાંધા ભરેલી નીતી હોશે. સફાઇ કરી પોતાની ખામી એ ઢાંકતી હોશે, મકકર દેખાડી તુંને ઉડાવતી હોશે. એ બધો સ્ત્રી ચરીત્રનો ખેલ હોશે; બહારથી નીરદોષ બાતેનમાં બદફેલ હોશે.

**જાલ**—ખરાં જીગરથી હું એને ચાહુંછ ! મને તો લાગેછ કે કાંઈ ભરમ હોશે.

**જમુજી**—હા ભરમ હોવોજ જોઇએ. ને તે એજ કે એ છોકરીમાં સાચવટી નથી. એવી છોકરી સાથે તું પરણશે તો તારી ધણીઆની તરીકે એવી છોકરીને મારા ઘરમાં દાખલ થવા દેવસ નહી, ને એવ છોકરીના ખાવીંદ સાથે વહેવાર રાખસ નહી.

**જાલ**—પપા ધમકી આપવાની કંઇજ જરૂર નથી. મારી મરજી ગમે તેવી હોશે તો પણ હું તો તમારો તાબેદાર દીકરો છઉં, તમારા હોકમથી ઉલટો ચાલશ નહિ. તમુને હું નાફરમાન થવશ નહિ.

**જમુજી**—શાબાશ દીકરા, જીવતો રહેજે. એને કાલે એરચ સાથે જવા દેજે થોડા વખતમાં સઉ ભુલાઇ જવાશે. લે હવે હું જાવુંછ.

**જાલ**—કોણ જાણે કેમ ભુલાશે ?

(જાલ અને જમુજી જાએ છે.)

**એજન**—બાઇ કામ બગરેછ જો.

**ગુલા**—આપરે સુધારશું તું જોયા કર.

**તેહમી**—અફશોસ છે. મારે વરે આવો વીચાર ! હું ખુલાસો કરી શકિત નથી એ વધારે અફશોશની વાત છે. પેલી બાઇને મેં વચન આપ્યુંછ તે હું કેમ તોડું ? ખયર, જે બને તે ખરૂં, હું તો એ બાપ દીકરા વચ્ચે મીનાકેસો થવા નહિ દેવશ. જાલને હું એવી ચાહુંછ કે એને સુખી કરવા સારૂં મારા સુખનો ભોગ આપશ. મારો ભવબી બાલી મુકશ. હું બહારથી એમજ દેખારશ કે રાજીખુશીથી એરચ સાથે જાવુંછ. જાલને દુઃખી થવા દેવશ નહિ. એના પીતાથી એને છુટો થવા દેવશ નહિ. દુર રહેવશ પણ હમેશાં એને ચહાતી રેહેવશ, એના સુખ માટે દુવા ગુજારતી રહેવશ.

ઇજતને બચાવશ—ઓ ખુદા તું મદદ કાંઈ દઇ દે,
આબરૂ જાય તો જીંદગીબી-સાથે તું લઇ લે.

### ગાયન ૧૫ મું.

**તકદીર ને તાબે, છું હુ જો મારી એ સરજત છે**
**તો મનેબી ગનીમત છે, જો છે એ ખુદાનું ચહાવું**
**નાખુદા મારો ખુદા તું બનીને, કીસતી પાર ઉતારૂં**
**મુજ અનાથની તાથ પકડ ઓ નાથ, ઠોકરો નહી ખાવું.**
**રહેવશ મળકાતી, ગુણો તારા ગાતી**
**આપે મરણ તો શરણ થાવું, રે મનમાં તો ફરમાવું**
**આબરૂમાં જાવું.**

(જાલ આવે છે.)

જાલ—એને મારૂં મોંહડું કેમ દેખારૂં? એની આગલ કેમ જાવું? કેમ પુછું?

તેહમી—મીં૦ જાલભઇ-તમોએ મને જે છેલ્લો સવાલ કીધો તેનો જવાબ સાંભળી લેવો. કાલે એરચ આવશે તો તેની સાથે હું જવશ. તેની ધણીઆણી થવશ. તમુને છેલ્લી સલામ કરશ.

જાલ—જેવી તમારી મરજી.

બેજન—બાઈ બાપ!

ગુલાં—ચુપ ચુપ!

(એક તરફ તેહમી ગમખાર ઉભી છે જાલ ખુરશીપર માથે હાથ દઇને બેસે છે. ગુલાં અને બેજન છુપાએલાં ઉભાં રહે છે)

ટાબલો.

# અંક ૩ જો.

## દેખાવ ૫ મો.

### રસ્તો.

(મહેરાં કુવર અને ભાણુકી આવે છે.)

**મહેરાં**—પણ આવું બધું ઉલતું સુલતું કેમ થઇ ગીયું! બધા રંગીલા બનેલા ઉતા, હસતાતાં, નાચતાતા, કુદતાતા. તેટલાં પાછાં જાણે સો વહાણ ડુબી ગીઆં હોય, તેમ કુજરાં કોહેલાં કેમ થઈ ગીઆ?

**કુંવર**—મનેબી અજબ લાગેછ બધાં આશા ઉમેદમાં ઉતાં.

**ભાણુકી**—હોવે. મુને આજે છવારે નાનો છોઠ કીયે કે સાલરે ઇકાથી જાતી રહે, હવે તારૂં કામ નીહ મલે. તેહમીનાં બાઇબી જાવાની છે, તે તારૂ કામ નીહ રીહ છે. મેં કીધું કે તેમીનાં બાઇ જાયછે, તીવારે જાવા. તો એ આંખ કારીને કેહવા લાગો કે, નીહ, હમનાજ જા. અતર, ધરી જા. ઉતો એવી ગભરાઇ ગેઇ કે કપરાંની પોટલી બાંધી, કોલીનેબી મયલા વિનાં નાંછી આવી.

**મહેરાં**—પણ એ લોકને ઠેકાણે લાવવાજ જોઇએ. આપરે ત્રણે જણી એકદમ ધસારો લઇ જઇએ, ને ગરબડ કરી મુકીએ.

**કુંવર**—નહિ, નહિ? તેથી તો કામ બગરી જશે. મહેરાં તું પહેલાં જા ને તારા દોલીને મલ—ને હું આવીને મારા સોલીને મલુ ને પછી ભાણુકી તું આવજે ને કોલીને મલજે.

**મહેરાં**—ચાલો, એમજ કર્યે. ચાલો તમે (ત્રણે જાય છે બેજન ગુલાં આવે છે.)

**બેજન**—બાઇ ખરૂં માનજો. મારાં દીલમા જે છે તેજ હું ખરૂં કહી દેવું છ કે, તમો જમુજી શેઠ આગલ જઈ આયા ને બધો ખુલાસો તમોએ તેવણ આગલ કરી દીધો તે જાણી મને એવી ખુશાલી ઉપજીછ કે તેની ખુશાલી મારી જીંદગીમાં મને કોઇજવાર ઉપજી હોશે.

**ગુલાં**—ને હું તે કાંઇ થોરી ખુશી થઇછ બેજન ? હવે આપરો મારગ વધારે ખુલ્લો થયો.

**બેજન**—હું તમોને મુબારકબાદી આપુંછ, ગુલાંબાઇ. તમોને તમારા માસીનો મોટો વારસો મલેલો જમુજીએ જણાવીંઓછ તેથી હવે તમોને ઘણી સગવડ થશે.

**ગુલાં**—મોટી સગવડ થશે, બેજન, મોટી સગવડ થશે. બે લાખ રૂપીઆ ઉપરનું જે બ્યાજ બે વરસનુ એકઠું થયુંછ તેમાંથી પહેલાં તો એરચના કરજનું દોઢયે દોઢયું હું ફીટાડી નાખશ ને બરજોર દલાલની રકમબી ભરી દેવશ.

**બેજન**—તમારી પોતાની સગવડનો વીંચાર કરવા અગાઉ એ એરચનો વીચાર કરોછ ?

**ગુલાં**—તેના બે કારણ છે. એકતો મારી ઘણીઆણી તરીકેની ફરજ છે, ને બીજુએ કે મારી એની તરફ સાચ્ચી સાબુત મહોબત છે. એ સુધરે, શીયાનો થાય એવું ખુદા કરે; એ ભન્નો ને સુખી થાય તો મારો ભવપાર ઉતરે.

**બેજન**—એરચે તમારી સાથે એવી બુડાઇ કીધી કે તે જોઇને ભલાઇ પર ચાલવાનો રસ્તો મને સુજ પડયો.

**ગુલાં**—ને તું એવી ભલાઇપર ચાલીયોછ કે તારો હું જેટલો આભાર માનું તેટલો ઓછો છે. તેં મારા લગનની સરતીફીકેટની બાબ-તમાં મારી મોટી સેવા બજાવી ને હવે મને મારાં દરેક કામમાં તેં મદદ આપી.

**બેજન**—એમ મદદ આપતાં મારા જીગરને ઘણો સંતોશ થયોછ બાઇ સાહેબ.

**ગુલાં**—મારી પાસે હવે નાલ્લી પુંજી થશે નેં હું તુંને એવું પુરતું આપશ કે તુને નોકરી ચાકરી કરવાની જરૂર પડશે નહી. તું તારા ગામમાં જઇ નવું ઘર બંધાવી સુખમાં રહેશે.

**બેજન**—ઓદા તમારી ઉમેદ પારપાડે, એજ મને મોટો બદલો છે

**ગુલાં**—નેકોની મદદે હંમેશાં ખુદરત રહેશે, ખુદાઇ મદદ મલે જ્યાં ભલી દયાનત રહેશે.

**એજન**—હવે તમારો શું ગોઠવણ છે બાઇ સાહેબ.

**ગુલાં**—આજે બપોરે જાલની આગલ એરચ જવાનો છે, ને તેમીના પાસેથી જવાબ માંગવાનો છે, તે વખતે તુંબી એરચની સાથે જજે, ને હું પછી હાજર થવશ. ત્યાં કેમ કામ લેવું તે આપરે નકકી કરીએ. ચાલ મારી સાથે. (બંને જાય છે.)



# અંક ૩ જો.



## દેખાવ ૬ થો.



[આરાસ્તા કરેલું દીવાનખાનું.]
સોલી–દોલી બેઠા છે.

**સોલી**—પણ એકાએક પવન ઉલતો કેમ ફુંકવા લાગો ?

**દોલી**—કંઇજ સમજ પરતી નથી. કાલ સુધી આપરો જોલી–ખરેખરો જોલી બની રહેલો હતો ને તેહમી પર કુરબાન કુરબાન થતો તો, પણ તેટલાં આંએ અજબ બનાવ બન્યો.

**સોલી**—ને તેહમીબી કંઇ ફેરવઇજ ગેઇછ. એતો આજે એરચ સાથે જવાને ખુશી હોય તેમ જવાને તઇયાર થઇછ. જાણે ખરેખર રાજી–મરજીથી જવાની હોય ને તેથી એને ઘણી ખુશાલી ઉપજી હોય તેમ ખરેખાત બની ગઇછ. અને નવા કપડાં બધાં પહેરીયાંછ.

**દોલી**—હું જરા જોલીના ઓરડામાં જઇને એને સમજાવું. એના દીલની વાત તો જરા જાણી લેવું. એ આરો થશે તો આપરૂં કામ બીચકી જશે.

**સોલી**—હા, જા, જા – બાપુ જરા સમજાવ; એ પાધરો ઉતરશે તો આપણે ઠેકાણે પરશું. (દોલી જાય છે)

**દોલી**—કેવું બધું શીલશીલાબંધ કામ ચાલી રહેલું હતું રે, ત્યાં નખોદ ગીયો સેતાન આડો નરીઓ. ગોટાળો શું થયો તેબી સમજાતો નથી. હવે કોણને પુછવા જાવું ? (કુંવર આવે છે)

**કુંવર**—મને પુછવા આવોની ?

**સોલી**—અરે કુંવર તું કહાથી આવી ? અહીં એક તો બધી કચુંબર થઇ ગેઇછની.

**કુંવર**—હું તો કચુંબર કે, ચટણી કે અચાર કંઇ સમવાની નથી. તમે આજેજ મારી સાથે અદરાવો, ને સઉને તે જણાવી દેવોને નહિ તો—

**સોલી**—નહિ તો તું શું કરશે ડીયર ?

**કુંવર**—હું ઝેર ખાઇને મરી જવશ. તમારા વગર હું જીવવાની નથી. બસ હું કેહુંછ સાફ. (કુંવર રડવાનો ઢોંગ કરે છે ).

**સોલી**—તું એમ ના કરનીતો. મારો બધો જીવ બરી જાએછ જો. જરા થોભી જા—ડારલીંગ. આજે સાંજે અલગરી આવીને વીતી પેહેરાવી જવસ. બસ હવે ?

**કુંવર**—ખરૂં કેહોય ? મારા સમ !

**સોલી**—તારા સુન્ના જેવા જીવના શું કામ સોગંદ ખાવેછ ? લે મારા સમ, મારા જીવનાં સમ, જુઠું બોલું તો મરી જાઉં.

**કુંવર**—તમોને જી બધા ( ઓવરણા લે છે. ) તમે અખઇ રેહવા જીવતા રહો ને હુંબી જીવતી રેહું

**સોલી**—પેલો દોલી આવેછ. તું આએ મારા ઓરડામાં બેસી રહે પછી હું તુને બહાર કહાડશ.

**કુંવર**—એ વરી કહાં વચ્ચે કુદી પડયો ?

( કુંવર એક ઓરડામાં જાય છે ને દોલી આવે છે. )

**દોલી**—એ તો બા ગમખાર ગમગીન થઇને બેઠોછ. મેં પુછયું તો જવાબ બરાબર દેતો નથી. મેં કહયું કે તેહેમીના આજે જવા નીકલીછ તો કહેજે જવા દેવો, એના નસીબ ને મારાં નસીબ.

**સોલી**—તેં જરા પતાવી સતાવી સમજાવીને પુછયું કાંય નહી.

**દોલી**—પતાવ્યોબી ઘણો ને માથુંબી પસવારીયું. પણ બોલતોજ નથી ત્યારે કરૂં શું ? ખુલ્લું છે કે તેહેમીના જાય ને એને ગમતું નથી.

**સોલી**—ત્યારે હવે કરીયે કેમ ?

**દોલી**—તું જા, ને સમજાવીને તું પુછ. તારી સાથે એને વધારે ઘરોબોરો છે, કદાચ તુને ખુલાસાથી જણાવશે.

**સોલી**—પણ હું જઇને શું કરવાનો છેઉં ! (મનમાં) કુંવર ઓરડામાં બેઠીછ, તે કેમ અહીંથી જાઉં ?

**દોલી**—અરે તું જારે યાર હમણા બપોર પડી જશે ને પેલો કમબખત એરચ આવી લાગશે તો પછી કઇ થવાનું નથી.

**સોલી**—પણ જોની દોલી હું જઇને—

**દાલી**—હું કંઇ સાંભરવાનો નથી, બસ જા, ને સમજાવ. આવી વખતે મદદ નહી કરશે તો કયારે કરશે,

( સોલીને ધક્કેલો મારીને મોકલે છે )

**દાલી**—તહેમીના ઉપર જાલ ખરેખરી મહોબત રાખેછ ને તહેમીનાબી એને ચાહેછ, એમાં જરાબી શક નથી તે છતાં તહેમીના જવા નીકળીછ ને જાલ તેને જવા દેછ; એ શું ! એ ભરમનો કોણ ખુલ્લો કરશે ! ( મહેરાં આવે છે. )

**મહેરાં**—શું ભરમ છે ? મને પુછોની.

**દાલી**—ઓ બાપરે ! તું કહાંથી ફુટી નીકળી ? એક તો બધું ઘેરમાં તોફાન જાગ્યુંછ.

**મહેરાં**—તોફાન જાગે કે વાવીજોડું થાય કે ધરતીકંપબી થાય, પણ હું આજે તમારી આગળથી જવાની નથી.

**દાલી**—જવાની નથી ! ને શું કરશે !

**મહેરાં**—હું તો આજે કુંકું નારીયેળ, સોપારો, ફુલનો હાર બધું લઇને આવીછ. તમોને હું તીલો કરીને હારડો પહેરાવશ. ને તમે મને હારડો પહેરાવજો, ને આખરે બેઉ અદરાશું. ને પછી હું જવશ.

**દાલી**—હવે બેચાર દહારા જરા વધારે થોભી જાની તો. એમ શું ફજેતી કરેછ જો !

**મહેરાં**—બે ચાર ઘડીબી થોભવાની નથી. મને તમારા વગર ચેન પડતું નથી. ને મારા કાજ વસતારાંનાં ઘણાજ માંગા આવેછ તે ના કહેતા કહેતાં બેજાર થાઉછ.

**દાલી**—મારી એક વાત સાંભલ. હમણા અરધા એક કલાકમાં અહી ગરબર જાગવાની છે. તે પુરી થતાં તરતજ તારી આગલ આવશ. ને તુને તીલો કરીને રૂપ્યા પહેરાવશ.

**મહેરાં**—ઘણું સારૂં. હું તમારી વાર જોયા કરશ, આજે સાંજે આપરે અદરાશું.

**દાલી**—અરે સબરરે સબર. પેલો સોલી આયો, આય મારા ઓરડામાં જઇને બેસ. એ જશે ને તુને બહાર કહાડશ.

( મહેરાં એક બીજા ઓરડામાં જાયછ સોલી આવે છે. )

**સોલી**—મારો જીવતો બળી જળીને ખાકરાખ થઇ જાયછે. જોલીને એવી રીતે દુખી થતો જોવામાંગી એક જાતનો સીતમ છે. નહી બોલતો કે નહી ખુલાસો કરતો.

**દોલી**—લાચાર થયા, શું કર્યે? જે વખત જાયછે તેમા પેલો બેરચ આવતો હોશે.

**સોલી**—આપરે તેહમીનાને સમજાવી પનાવીને પુછયે તો કેમ? તું જાને એને પુછ. (મનમાં) એ જાય તો મારી કુંવરનો છુટકારો થાય.

**દોલી**—નહી બેરાદર સોલી તુંજ જા. મને તો એની સાથે વાત કરતાં રડતું આવી જશે. (મનમાં) એ ખરે તો મારી મહેરાને છુટકારાનો લાગ મલે.

**સોલી**—પણ તાહરે આવની, આપરે બેઉ સાથેજ જઇએ. (મનમાં) એને તાહ થોભાવીને હું દોડી આવીને મારા કુંવરને નસાડસ.

**દોલી**—એમજ કર્યે એજ ગોઠવણ સારી છે. (મનમાં) એને તાંહજ ગરદન મારીને હું દોડતો આવશ ને મારી મેહરાનો છુટકારો કરશ.

(બંને જાય છે અને
ભાણુકી અને કોલી આવે છે.)

**કોલી**—પયન તું છેલી છક્કા ધછરઈ તનબને આવી હો છે! તારૂ છક્કા છું કામ પયરૂં?

**ભાણુકી**—તુને લીના આવેલી, તું મને વાહુયા કરે વાયદો કીયા કરે તે અવે નીહ ચાલવાનું. આજે આપરી નાત મલવાની છે, તીહાં તું આવ ને બધાને કીહ દે કે તું મારી છાયે આવતા ચાંદરાતે લગન કરછે.

**કોલી**—એજ કે? તીવારે હું છાજરે આવા ને નાત મહી બધાને કીહવા. તું અવે જા.

**ભાણુકી**—છાંજરે તું જો નીહ આયવો તો બધા નાતીલાને છક્કા લીય આવા ને તારી ધુલધાણી ફરી લાખા.

**કોલી**—આવા. રે આવા–તુંબી હું ઇમ ખભરૂ જમાડે, લે જા.

## ગાયન ૧૬ મું.

ભાણુકી—ચાલો-ચાલો-મારા વ્હાલા કોલી
પયનવાની કરો બોલી
કોલી—અરે હા રે મારી ડાલી
ભાણુકી—જો ન પયનો તો લટયાં પીખી લાખા
તારા દોરાબી કહારી લેવા
કોલી-તારા બપના છમ જરૂર પરણુ
ભાણુકી—છાંબરે કે એ કોલી
હીરાની વીટી મને આપો
કોલી—પઇસા આપછે કોણ તારો બાપો
ભાણુકી—જાવો જલદી કરીને ગારી
કોલી—શોધું મારવારી
ભાણુકી—લાવોજી લાવોજી જલદી અપાવોજી
કોલી—પોરી લાગે ભોલી.

કોલી—પયન થોભરે થોભ પેલો સોત્રીગો આયવો. આએ જમવાના ઓરડા મહી બેછી જા. પછી બહાર કાહરા, જારે જા મહીજા.
(ભાણુકી ત્રીજા ઓરડામાં જાય છે સોલી આવે છે.)

સોલી—હવે મારી કુંવરને નસારૂં (કોલીને જોયછ) અરે તારૂ મોહનું બરેરે તારૂં, એ નવમો ઘરો કાંહથી આવીને ઉભો. એ કુંવરને નસાકુંબી કેમ ? (દોલી આવે છે)

દોલી--(મનમાં) લે હું તો જાનું કે હુંજ એખલો અહી આવશ, પણ અહીં તો સોલીબી છે ને કોલીબી છે.
(એરચ ને બેજન આવે છે)

એરચ—સાહેબજી શેઠીઆઓ સાહેબજી. (બેજનને) કોઈ સલામ તો કરતુંજ નહી.

બેજન—તમે આયા તેથી એ લોકો કેહવા ખુશ થયા હોશે તે માલુમ પડી આયુ "નો કોઠાં"

એરચ--શેઠીઆઓ હું મારા વાયદા મુજબ આવીને હાજર થયોછ.

સોલી--તો ઉભો રહે, તેમ બાજુએ જાને મારવાડી ઉત્તરાણીએ આયો હોય તેમ સાનો તરારો કરતો આયો ?

**દોલી**—ચાલ મોહડું ના જો. તેમ જા, એટીકેટ આવરેછ કે નથી આવરતી ?
**બેજન**—(મનમાં) સરપાવ તો સારો મલેછ.
**સોલી**—જા કોલી જાલભઇ શેઠને કહે કે પેલો એરચ આયે છ. (કોલી જાય છે)
**એરચ**—શેઠ જરા લાઇફીથી વાત કરો, એમ છેકજ અનસીવીલ શું બનોછ.
**દોલી**—લાઇફીવાલો માનસ હોય તેની સાથે લાઇફી કરીએ, સમજયો ?
**બેજન**—(મનમાં) મારા શેઠની લાઈફી તો સુપરે ને ટોપને છે.
**એરચ**—શેઠ જરા સભ્યતા દેખારો–હુબી આદમીજ છેઉંની !
**દોલી**—પણ આદમી આદમીમાં ફરક છેની
આતશબેહરામમાં બંદગી પઢે તેબી આદમી
ને તેના બુટની ચોરી કરે તેબી આદમી
**સોલી**—નેકીનીતીના ગીતડાં ગાય તેબી આદમી
ને ઉભી ટોપીપર ધપાખાય તેબી આદમી
**બેજન**—માન ચાંદ લઇને જાય તેબી આદમી
ને હરધુત બેહોરમત થાય તેબી આદમી

(જાલ ને કોલી આવે છે)

**એરચ**—સાહેબજી મી૦ જાલભઇ હું મારી કબુલાત મુજબ આયોછ.
**જાલ**—હા તે તો હું જોવુંછ, ઉભા રેહો. હું મીસ તેહમીનાને બોલાવું.
**એરચ**—હું મીસ તેહમીનાનો જવાબ લેવા આયોછ. મારે અહીં ઝાઝો વાર
ખોટી થવાનું નથી. કારણ કે મને અહી સારો આવકાર મલતો નથી.
**સોલી**—અરે એમ મીજાસ કરીને વાત ના કર, નહીં તો મારો પીતતો ઉછરસે.
**દોલી**—એને વરી આવકાર જોઇએછ. કુતરાની કાની આવવાનું
ને કોહલાની કાની જવાનું, ત્યાં વરી આવકાર સાનો ?
**બેજન**—(એરચને) મામલો ઘણોજ રસપર ચહરેલો છે હું શેઠ
બધાનાં ભવાં ચહરી ગીયાછ. નરમીથી વાત કરો નહી તો
એ ચાર જના વચ્ચે આપરે બે કુટઇ મરસું.
**એરચ**—મને મીસ તેહમીનો જવાબ જોઇએછ. તે જવાબ લઇને હું ચાલતો
થવશ. (તેહમીના આવે છે તેણીએ નવા કપરા પેહેરેલાં છે.)
**તેહેમી**—હું જવાબ દેવાને હાજર છેઉ. મી૦ એરચશાહ, હું તમારી
સાથે આવવા તૈયાર છું, તમારી ધણીઆની બનવા તૈયાર છું.
**સોલી**—તેહમીં મારી માય તેહમી !
**દોલી**—તેહમી મારી દીકરી તેહમી !

**જાલ**—તેહમી મારી દારલીંગ તેહમી!

**તેહેમીના**—માફ કરજો સેઠીઆઓ ઓતીયું ચાલીયું; તમારા ઘેરમાં મેં જે સુખી આઠ દાહરા ગુજારીંઆ છે તે હું કદી ભુલીશ નહી. તમારી માયા મહેરબાનીં હું સદા યાદ રાખીશ. ને તમોને હંમેશાં દુવા દેતી રેહવશ. Good-Bye મી૰ જાલભાઇ હું તમુને ભુલસ નહી, તમો મને ભુલતાં નાં.

**જાલ**—હું ભુલસ? તમુંને ભુલસ?

જીંદગી મારી કદી શાદ કે નાશાદ કરશ, ભવ મારો સઘલો હું આબાદ કે બરબાદ કરશ, કદી મને પોતાને હું આજાદ કે નજાદ કરશ, પણ ભુલી સો, તમને હુ હમેશાં યાદ કરશ. સુખનો ગયો સમો તે ન કદી વીસરાઇ જશે. આખરી સલામ, આ વખત ન ભુલાઈ જશે.

(બરજોર દલાલ આવે છે.)

**બરજોર**—વાહરે વાહ એરચશાહ શેઠ, તમેબી કાંહ કાંહ દોરતા ફરે છ? તમારે ઘેરે હું હમના ગાયો, તો ખબર મલી કે તમે તો અહી પધારીયાછ, તે દોરતો આયો કે રખેને આવતાં મોડું થાય ને તમો ગુલ થઈ જાવો?

**એજન**—(મનમાં) મારા સેઠની ભલાઇનો ભંડાર ખુલ્લો કરનારો એક બીજો સાક્ષી આવી લાગો.

**તેહમી**—ઓ બરજોરજી કાકા તમે આયા? કેટલે દાહરે કહાંથી દેખાયા? કેમ છેઓ?

**બરજોર**—અરે મારી દીકરી તેહમી. તું અહી કાંહથી? મહેલાશાહ ગુજરી ગીયા તાહરે હું ગામ ગયેલો ને પછી મલવા આયો તો બધા કેહજે તું તો ગેઇ.

**તેહેમી**—હા, ખરી વાત છે, ને અહીથીબી હું હમના જવુંછ.

**બરજોર**—કાંહ જાયછ? કોણ સાથે જાયછ?

**તેહમી**—આએ એરચશાહ સાથે જાવુંછ. એવન મને લેવા આયાછ, એવમને ઘેરે જાવુંછ.

**બરજોર**—ઘણુંજ સારૂં. હું જાનીને ઘણોજ ખુશી થયો. એનો તારી ઉપર હક છે. તારો એની ઉપર હક છે.

**એરચ**—ઠેકયું મી૦ બરજોરજી, હું એવનને ઘરે લઇ જવશ ને એવન સાથે લગન કરસ.

**બરજોર**—( ચોકીને ) લગન કરસે ? એવન સાથે લગન કરસે ? તું લગન કરસે ?

**એરચ**—હા. તેમાં તારા પેટમાં કેમ દુખી આયું ?

**બરજોર**—મને લાગેચ કે તું ખરી વાત નથી જાનતો. મારા પેટમાં તો નથી દુખતું પણ ખરી વાત જાનસે તો તારી છાતીમાં દુખારો થઇ આવશે.

**બેજન**—( મનમાં ) શેઠની વધારે ધુલધાણી થાય તેવો કંઇ મામલો લાગેછ.

**એરચ**—શું ખરી વાત છે ? બોલો જલદી કે ખતપત મતી જાય.

**બરજોર**—એ તારી શું સગી થાયછ તે તું જાણેછ ? મહેલાશાહે તુંને કહ્યુંછ ?

**એરચ**—નહીં નથી કહયું ? તું જાણતો હોય તો કેહની.

**બરજોર**—તારા ને એના વચ્ચે બહુ અતલગની સગાઇ છે, એ તારી બહેન તું એનો મા જનીયો ભાઇ છે.

**એરચ**—હું શું બોલીયો ? મારી બહેન ?

**બેજન**—યા પરવરદેગાર તેં અરજ સાંભળી.

**તેહમી**—એવન મારા ભાઈ, મારા પોતાના ભાઇ.

**એરચ**—હું ભાઈ, અરેરે બોલરે બોલ, ખરી વાત છે કે ?

**બરજોર**—હા, તું વીસ વરસ સુધી ઘરથી ને ગામથી ઘેર હાજર રહયો, તે અરસામાં તારાં માયજીએ આય તેહમીનાને જનમ આપેલો, ને તારાં માય બાવા ગુજરી ગીયાં ને મહેલાશાહે એને પાલક બેટી કરી લીધેલી તેજ કારણે મહેલાશાહે એનો હવાલો તુંને સોંપીયો. પણ પુરતો ખુલાસો કરવા અગાઉ મહેલાશાહ મરી ગીયો ને તેં બદકારે આવો ફંદો રચીઓ.

**એરચ**—મારી બેહન—મારી માય જની બહેન, અરે અરે મેં શું શયતાનીયત કામો કીધાં ?

( જમુજી ને દુરગાશંકર દાખલ થાય છે. )

**જમુજી**—ને તેજ મા જની બહેનને વરે તું મારી આગલ નીચ જુઠુ હસ્કું બોલી ગીયો! લયાનત છે તારી ઉપર! આય દુરગાશંકર વકીલ પાસે તારા બેહસતી ફાધરના ને બેહસતી મહેલાશાહત હાથનાં લખેલાં બધા કાગલીયાં છે ને તે વાંચીયાં પછી પુરા પુરા પુરાવા મલેછ કે એ તારી બહેન છે, તું એનો ભાઇ છે પાપની તોજેશ કર, ખોદાની પનાહ માંગી લે, ઝુંકાવ તારૂ સર, માફીએ ગુનાહ માંગી લે!

**દુરગાશંકર**—મેં બધા કાગલ્યાં જમુજી શેઠને આપયાં છે, તેહમીના બાઇ, મેં તમારી ઘણી શોધ કીધી પરંતુ તમારો પનો લાગ્યો નહી.

**સોલી**—તે અંહી કાંય નહી સોધવા આયો? કાચ્ચો વકીલ બાપડો કાચ્ચો! આપરા જેવો પાકકો નહી.

**દોલી**—હવે તું કોમીક ના કરની, અહી બધું ત્રેજીક ચાલેછ તે જોતો નથી કે!

**તેહમી**—એ જો વાત ખરી હોય તો હું કેહવુંછ કે મારા ભાઇને તમે ટોકો ના. સઉથી મોટો અપરાધ જો એને કોઇનોબી કીધો હોય તો તે મારો કીધોછ. ને હું એ મારા ભાઇને માફ કરૂંછ, તમેબી માફ કરો.

**સોલી**—શાબાસ, શાબાસ, દાહી દીકરી છે.

**દોલી**—દીકરા સોલી આપરી આસા પાછી સજીવન થાયછ.

**એરચ**—શરમીંદો છું, માફ કરો. તોબાહ કરૂંછ. પસેમાન છેઉ!

**બેજન**—હા, ખરેખર તોબાહ કરેછ. જીંદગીમાં પહેલીજવાર એને પસતાવાનો દુખ લાગો!

**તેહમી**—ભાઇ, ભાઇ, તમે એમ ના કરો, હોય માણસ છે ભુલ થાય.

**બેજન**—તેં સઉથી મોટો અપરાધ તેહમીનાનો નથી કીધો પણ આય બાઇનો કીધોછ.

[ગુલાં દાખલ થાય છે. તેણીએ સારીની સોર છેક નીચી ખેંચીને ચહેરો ધાંકાયો છે]

**જાલ**— એ બાઇ કોણ?

**સોલી**—જાણે વાણીયણી હોય તેમ ઘુમતો ખેંચીયોછ!

**દોલી**—હારે, મોહડું બી દેખાતું નથી.

**એજન**—તેં તેહમીનાને ઘેરમાં કેદ કીધી તાહરે આ બાઈએ એને બચાવીને નહસાડેલી.

**એરચ**—ને મને પાપથી બચાવેલો.

**એજન**—બગીચામાંથી તેહમીનાને ઉંચકી જવાની તારી યુકતી પણ એ બાઈએજ ભાંજી પાડેલી.

**એરચ**—ને મને ગુહના કરતો અટકાવીયો.

**એજન**—ને જમુજી આગલ તેહમીનાની ખરી હકીકત એજ બાઇએ ખુલ્લી કીધેલી

**એરચ**—ને મારી બેહેનની આબરૂ સાફ કીધી, બાઇ, બાઇ, તું કોણ છે? મને કેહ, તારા પગ ધોઇને પીવું તો ઓછું છે! જીંદગીભર તારો ગુલામ થઇ રેહું તો બરહક છે!

**ગુલ**—ઓલખો મને, હું કોણ છેઉ તે જોઇ લેવો.

(ગુલ મોહડું ઉંઘાડે છે.)

**એરચ**—ગુલાં-મારી ગુલા, ઓ ખુદા!

(બંને એકએકને બગલગીરી કરેછ.)

**એજન**—જોઇ લેવો સેઠજી, સચ્ચાઈની ફતેહ આય ઠગાઇની હાર જોઇ લેવ,
તારાજ કીધી સંસારથી, તે જ તમારી રાહબર બનીછ,
જેનું કચડયું દીલ તેજ સાચ્ચી તમ દીલબર બનીછ,
નીરાધાર કીધી જેને તેજ તમારી આધાર બનીછ,
દુખી થઇ તમથી તેજ તમારા દુખની તારનાર બનીછ!

**એરચ**—ગુલાં, ગુલાં, મને તું માફ કરશે કે?

**ગુલાં**—મોનેથી બોલવામાં સાર નથી, સઉ ભુલી જઇશું, નવોજ સંસાર સરૂ કરશું.

**જમુજી**—તે બધાનો ખુલાસો હવે પછી હલવેથી કરસું, હમણાતો એવું જાહેર કરવાનું છે કે મારા જાલ સાથે આજે આય તેહમીના અદરઇછ.

સોલી—
દોલી— } હુર્રે, સાબાસ, વનસમોર, પીતપીટ હુરયે !
કોલી—

જાલ—ભાઇ સોરાબજી, ભાઇ દોરાબજી, તમારાથી હું છુતો થયોછ. તમારા ઠરાવથી હું તમને છુટા કરૂંછ.

સોલી—અરે છુટા કાંહ થયા, હમે તો જુસરીમાં જોરાયા ? જો આય મારી મદમ.

( કુંવર ઓરદામાંથી બાહર આવે છે. )

દોલી—ને જોવ આય મારી મીસીસ.

( મહેરા ઓરદામાંથી બાહર આવે છે. )

કોલી—ને જોવ આય મારી છેઠાની.

( ભાણુકી ઓરદામાંથી બાહર આવે છે. )

જમુજી—શુકર છે, આજે કુમારૂં મદલ બરખારત થયુંછ, ને પાંચ સુખી જોડાનો સંસાર શરૂ થાય છે. સઘલાંઓ સુખી રેહજો.

બધાં—આમીન—આમીન—આમીન ! ! !

